# નૂરી વચન.

# NOORY BACHAN.

By

MANILAL M. PURANIK,
RANGOON.







શ્રી નૂરી દાદા.



# "श्री नूरी वचन."


લેખક અને પ્રકાશક,

મણિલાલ વિ. માધવલાલ પુરાણીક.





સંવત ૧૯૮૪. પ્રત ૫૦૦ સન ૧૯૨૭.

# અનુક્રમણિકા.

| નંબર. | વિષય. | પૃષ્ઠ. |
| --- | --- | --- |
|  |

# Ya-Noory.

## આ લેખકની સાહિત્ય સેવા.

1 Glimpses of Life in the Land of Pagodas.

૨ શિક્ષિત આર્ય સંતાનોનું આરોગ્ય.

૩ અમેરિકામાં કેળવણીનો પ્રચાર.

૪ શ્રી નૂરી વચન.

# પ્રસ્તાવના.

જનસમાજમાં સાધારણ રીતે એની માન્યતા પ્રચલિત છે કે ઇશ્વર સર્વ શક્તિમાન છે. તેની ઇચ્છા માત્રથી અનિષ્ટનો નાશ થાય છે. કૃપણ, દુઃખી, દરિદ્રી, સંતાનરહિત વૈભવ વિનાના માણસોને તે ક્ષણમાત્રમાં દાની, સુખી, ધનાઢ્ય પૂત્રપુત્રાદિના પ્રસાદથી પૂર્ણ વૈભવશાળી બનાવે છે. મનુષ્યોને તેમની અંતર ઇચ્છા પ્રાપ્ત કરવાને કોઇ પણ જાતના પરિશ્રમની જરૂર છે જ નહિ. ફક્ત ઇશ્વરના દર્શન થાય તો તેમનાં દુઃખ સહજ ટળે. આવી તરંગી કલ્પનાઓમાં જેઓ જીવન વ્યતિત કરે છે અને ઇશ્વરના દર્શનની ઇચ્છા રાખે છે, તેઓ પોતાનું અંતઃકરણ સ્વચ્છ, નિર્મળ, દયાળુ, કૃપાળુ રાખી ન શકે તો તેની મુમુક્ષુજનોની ઇશ્વર દર્શનની આશા આકાશકુસુમવત્ છે.

ઇશ્વરની કૃતિની અનેક વિભૂતિઓ છે. પહાડો, પત્થરો, જંગલો, વનસ્પતિથી ભરપૂર અરણ્યો, ખારાપાણીથી ભરેલા સમુદ્રો, મીઠા જળની સરિતા ને સરોવરો, કુવા તથા વાવો, નવરંગી અનેક રંગના પુષ્પો, પશુપક્ષીઓ તેણે પેદા કર્યા છે. વિવિધ પ્રકારના અને ભિન્ન ભિન્ન પ્રકૃતિઓના જળચરો, પશુપક્ષીઓ આ સૃષ્ટિ ઉપર તેમજ જળની અંદર રહેતા પ્રાણીઓ જોવામા આવે છે. મનુષ્યની સ્થિતિ ઇશ્વરની આ કૃતિથી પર છે. ઇશ્વરે સર્વ ચીજો ઉત્પન્ન કર્યા છતાં પણ પોતાના જ્ઞાનનો અંશ કોઇ પણ પશુ, પક્ષી કે જળચર પ્રાણીમાં મકેલો જોવામાં આવતો નથી. ફક્ત મનુષ્ય એજ એવી ઇશ્વરની આકૃતિ છે કે જેની અંદર ઇશ્વરે પોતાના અંશનો ચિરાગ પ્રગટાવી છે અને તેમા રહેલી આંતરના ચિરાગના પ્રકાશથી મનુષ્યો દુનિયાની અંદર સરજેલી સર્વ વસ્તુઓની ઉપયોગિતા સમજી તેના પેદા કરનારને યાદ કરતા શીખે છે. જેઓ પોતાના પેદા કરનારને યાદ કરતા નથી. જેઓ ઇશ્વરને જેવી રીતે સમજે છે તેવી રીતે વર્તવાની ઇચ્છા ધરાવતા નથી, તેઓ પોતાની જાતને ઠગે છે અને તેના પેદા કરનારના ગુન્હેગાર બને છે. પોતાના અંતરમાં છુપાવેલી પ્રેમની ચિરાગના જેઓ ઉપાસક નથી, જેઓ ઇશ્વરને દયાળુ અને સર્વ શક્તિમાન સમજી પોતે ક્રૂર અને નિર્બળ જીવન વ્યતિત કરે છે તેઓ ઇશ્વરની દયા અને શક્તિનો અનાદર કરે છે અને તેઓનું જીવન ક્રૂર અને નિર્બળજ રહે છે. ઇશ્વરને ઓળખવાને મનુષ્યો જેવા તેને કલ્પે તેવુંજ જીવન વ્યતિત કરવું જોઇએ. પત્થરમાં અગ્નિ છૂપાવેલો છે, દૂધમાં ઘી સમાયેલું છે, તેમ આ મનુષ્યદેહરૂપી માળીયામાં તેનો માલિક યા આત્મા યા પરમેશ્વર છૂપાયેલો છે. મુમુક્ષુજનોએ તેનું શોધન કરવાને યત્ન કરવો જોઇએ, તેના નિયમોનું પાલન કરવું જોઇએ.

ઇશ્વરને સદા સર્વદા દયાળુ સમજી આપણે જાતે દયાળુ જીવન વ્યતિત કરી કૃપાના અંશને આપણા હૃદયમાં ધારણ કરી દયાસાગરની ખોજ, યત્નપૂર્વક આદરવી જોઇએ. ઇશ્વરને પ્રેમી માનીએ તો તેની સર્વ કૃતિઓમાં પ્રેમની ભાવના રાખવી જોઇએ. આપણા પ્રસંગમાં આવતા દરેક પ્રાણી માત્ર તરફ પ્રેમપૂર્વક વર્તન રાખવું જોઇએ.

આ ફાની દુનિયામાં એકજ જ્ઞાનથી મનુષ્ય માત્રનું અનાદિ કાળથી જીવન બનેલું છે. આ જ્ઞાન વિનાનું બીજું જ્ઞાન વિશ્વની સપાટી ઉપર મનુષ્ય કલેશ, કંકાસ, પશુ વધ, મનુષ્ય વધ, લડાઈ, વિગ્રહ, અશાન્તિ, પ્રેમ અને દયારહિત જીવન વ્યતિત કરે છે.

આત્મજ્ઞાનથી પર બીજું જ્ઞાન નથી. જે જ્ઞાન પ્રાપ્ત કરવાથી આંતર કલેશ અથવા અશાન્તિના બીજ રોપાય છે તે જ્ઞાન નથી.

ઈશ્વરી જ્ઞાનનો મહિમા પ્રસરાવવા માટે અનાદિ કાળથી તેના અંશરૂપ આત્માઓ આ અવનિ ઉપર સ્થળે સ્થળે અને કાળે કાળે ઉત્પન્ન થાય છે. તેઓ દુનિયાની સપાટી ઉપર ધર્મની ધ્વજા રોપી ઈશ્વરી જ્ઞાનની જ્યોતિ જનસમાજમાં પ્રગટાવી અમર નામ મૂકી ગયા છે.

આવા મહાન પુરૂષો થઈ ગયા છે, થાય છે અને થશે, એ મક્કમપણે મુમુક્ષુજનોએ સમજવું જોઇએ.

શીળ, સત્ય, ક્ષમા, દયા, ધૈર્ય, રાગદ્વેષ રહિત સમભાવી જીવન વ્યતિત કરી આત્મજ્ઞાનીઓના ચરણ સેવવાની ઇચ્છા માત્ર ધારણ કરવાથી તેઓની આંતર નેમ પૂરી પડશે. એ સદ્ગુરૂ આપણા આંતરમાં રહેલા અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરશે અને જ્ઞાનરૂપી અમૃતનું પાન કરાવશે.

એવા સદ્ગુરૂઓ, શિષ્યોની પીડાનું હરણ કરે છે. અખંડ આનંદના જ્ઞાનનો બોધ આપે છે, સત્ચીત આનંદ માર્ગ દર્શાવે છે. ટુંકમાં એવા સદ્ગુરૂઓ શિષ્યોનું જીવન પોતામય બનાવી તેઓના કૃપાબળથી અન્યને તારે છે. અધ્યાત્મજ્ઞાનના જીજ્ઞાસુઓને સદ્ગુરૂની સંગતિ વિના બીજું કોઈ શ્રેષ્ટ સાધન આ અવનિ ઉપર નથી. ગુરૂભક્તિના આધારથી, ગુરૂસેવાથી, ગુરૂપ્રભાવથી, અધ્યાત્મજ્ઞાન મેળવવાના શુદ્ધ વિચારથી, નિષ્કામ દ્વારા થયેલા શુદ્ધ અંતઃકરણથી. જન્મ મરણના કલેશથી, મનુષ્ય મુક્ત થઇ અલક્ષ જ્યોતિ નિરંજન નિરાકાર પરમાત્માનો સાક્ષાત્કાર સદેહે કરે છે અને પરમ આનંદની સ્થિતિ પ્રાપ્ત કરે છે.

અખંડાનંદ બોધવંડ, શિષ્યના સંતાપ હરવાવાળા પરમાત્મ સ્વરૂપ સદ્ગુરૂ દેવશ્રી નુરી દાદાના ચરણ કમળને વંદન કરી નિરંજન, નિરાકાર, સર્વવ્યાપી વિશ્વંભર, વિશ્વેશ્વર, દયાસાગર પરમકૃપાળુ ઇશ્વરને પ્રાર્થના છે કે સર્વ મુમુક્ષુજનોને ઉપર જણાવેલા ગુણવાળા, અજ્ઞાનરૂપી અંધકારને ટાળવાવાળા, પ્રકટ પ્રભાવવાળા સદ્ગુરૂ પ્રાપ્ત થાઓ ! તેઓના અજ્ઞાનરૂપી અંધકારનો નાશ પામો, તેઓને પરમાત્માનો સાક્ષાત્કાર થાઓ. ૐ અસ્તુ.

સદ્ગુરૂ શ્રી નુરી દાદાની આજ્ઞાથી આ " નુરી વચન " લખાયું છે. તે સદ્ગુરૂના ચરણસ્પર્શ કરી અને તેમની આજ્ઞા માથે ચડાવી આ પુસ્તક જનસમાજને અર્પણ કરવામાં આવે છે.

આ અલ્પ પ્રયાસની અંદરજ ખામીઓ જણાય તે શિષ્યના અયોગ્યતાનેજ આભારી છે અને તે તરફ વાચકવૃંદ દરગુજર કરી નવ પુષ્પની અંજલી ગુરૂચરણે અર્પવાની નમ્ર

સેવકની ભાવનાને સ્વીકારી સદ્‌ગુરૂની જયધ્વનિમાં આર્દ્ર સ્વર મેળવી અખંડ આનંદની લહેરી અનુભવશે. એજ યાચના.

આ પુસ્તક લખવામાં શ્રી સદ્‌ગુરૂની આશિશથી સન્મિત્ર શ્રી પુ. કલ્યાણજી ગોપાળજી દવે, રા. ભાઇ મનહરલાલ એમ. દિવાન, રા. રા. પ્રિય બન્ધુ લક્ષ્મણરાવ રેવાશંકર ભટ્ટ, ગુજરાત ક્લબના સર્વ મુરબ્બી ભાઇઓએ અને નરસિંહ મહેતા ભક્તમંડળ ઉર્ફે શ્રીયુત દરબાર મંડળે જે પ્રેમ, નિઃસ્વાર્થી સહાય અને ઉન્નત ભાવનામય જીવન દોરવાને સેવકને ઉત્સાહિત બનાવ્યો છે તેને માટે આ નમ્ર સેવક પ્રકટપણે જાહેરમાં આભાર માનવાની તક સ્વીકારે છે.

માનનીય સ્વામીજી શ્રી. ગણપતરામ પી. ખક્કરની આજ્ઞાથી શ્રી નૂરી મહારાજના કેટલાક પદો સેવકને પ્રસાદી તરીકે મળ્યા છે અને તેનો વાચકવૃન્દને લાભ સત્વર મળે એ ઇચ્છાથી થોડાં ભજનો તેમની રજાથી ઉતાર્યા છે. નૂરી પદનો સંગ્રહ સ્વામીશ્રી ટુંક મુદતમાં પ્રગટ કરશે અને ઉમેદ છે કે જનસમાજને તેનો અમૂલ્ય લાભ મળે.

મારા સન્મિત્ર શ્રીયુત રા. રા. ભાઈ ચંદુલાલ અમૃતલાલ મહેતા અને શ્રીયુત રા. રા. ભાઇ શાન્તિશંકર વેણીશંકર મહેતાએ આ સાહિત્ય સેવા સત્વર પ્રકટ થાય તેને માટે તેઓ ભાઇએ અમૂલ્ય વખતનો વ્યય કરી સેવકને કૃતાર્થ કર્યો છે.

મારી સાહિત્ય વૃત્તિને પોષક રા. રા. મુ. શેઠ ઉસમાન સવાણી અને પરમ મિત્ર હિંમતલાલ મોહનલાલ શાહનો હું ઘણો ઋણી છું.

પરમ કૃપાળુ પરમાત્મા સર્વ મુમુક્ષુજનોને સદ્‌ગુરૂ-સેવાની પ્રાપ્તિ કરાવે, સન્મિત્રદ્વારા રક્ષિત રાખે, નિદિધ્યાસનમાં મસ્ત રાખે, અને આત્મસિદ્ધિના માર્ગમા આગળ વધારી અનુપમ શાન્તિ પ્રાપ્ત કરાવે, એજ યાચના.

ૐ અસ્તુ.

ગુજરાત ક્લબ.<br>મુ. રંગુન, ઘર નંબર ૩૪–૩૧ ગલી.<br>તા. ૨૯ મી જુલાઇ ૧૯૨૩.<br>અષાઢ પૂર્ણિમા.

મણિલાલ વિ. માધવલાલ પુરાણીક.




**શ્રી સમર્થ નૂરી મહારાજ.**

( ત્રિમૂર્તિ સ્વરૂપ. )

# શ્રી નૂરી સ્વરૂપ.

વિશ્વની સપાટી ઉપર અનેક મહાન પુરૂષો થઇ ગયા છે, થાય છે અને થશે, એમ સઘળા ધર્માવતારો, સર્વ ધર્માવલંબીઓ વારંવાર ગર્જનાપૂર્વક કહેતા આવે છે, કહી ગયા છે અને ભવિષ્યના ઉગતા સમાજને ગ્રંથદ્વારા તેમની વિભૂતિ મૂકી જશે. તે સમયમાં ઉત્પન્ન થતો જનસમાજ બહુધા સંસ્કારી ને ઉચ્ચ પ્રકારના આત્મજ્ઞાનની દિક્ષા લેવાને સંપૂર્ણ તૃષાતુર હોય છે. આવા મહાન પુરૂષો પરમકૃપાળુ પરમાત્માની પ્રેરણાથી દેહ ધારણ કરી અજ્ઞાનરૂપી તિમિરનો નાશ કરવાને કટીબદ્ધ થાય છે, અને અધર્મની આયુષ્ય મર્યાદા તોડે છે. અનીતિ, દૂરાચાર, દંભ, કપટ વિગેરે અનેક પ્રકારનાં છળ પ્રપંચોનો નાશ કરે છે. વિશ્વની સપાટી ઉપર શાન્તિ, દયા, ક્ષમા, પ્રેમની વિભૂતિ પ્રસરાવી અનેક સાધુજનોનાં સંસ્કારી હૃદયોમાં તેજનો પ્રકાશ પાડે છે.

તેઓ ઈશ્વિરી પ્રેમનો ધ્વજ ચોદિશ ફેલાવે છે, સજ્જનોની યોગ્યતાને સન્માન અપાવે છે, અમાનુષિક સ્વાર્થ, લંપટ, અપવિત્ર, દાંભિક, ઢોંગી, અભિમાની વિગેરે દુષ્ટવૃતિનો તથા નાશ કરે છે; ધર્મ તથા નીતિનું સંલગ્ન કરે છે, અનિષ્ટ વિચારરૂપી કાજળને કાઢી નાંખે છે, અને સુવિચારરૂપી દીપકની જ્યોત ચોદિશ દ્વારે દ્વારે પ્રગટાવે છે.

સાધુ પુરૂષોને આ સમય આલ્હાદાયક, સત્સુખ પ્રાપ્તિદાયક અને તેમના ઉચ્ચ નિઃસ્વાર્થી જીવનને અમૃત સિંચનમય નિવડે છે.

આર્યોના ધર્માવતાર, પરમાત્મા, પરમજ્યોતિ, દિવ્યદેહધારી શ્રીકૃષ્ણચંદ્ર, શ્રીમદ જગત્‌-ગુરૂ શંકરાચાર્ય, જરથોસ્ત ધર્મપ્રવર્તક શ્રી અહુર્મઝદ, ઇસ્લામી ધર્મ સ્થાપનાર મહાન મહમદ પેગમ્બર, ખ્રિસ્તિ ધર્મના સિદ્ધાન્તો પ્રસરાવનાર લૉર્ડ જેસ્સ ક્રાઇસ્ટ, બૌદ્ધ ધર્મની ધ્વજા ફરકાવનાર ભગવાન ગૌતમ મુનિ વિગેરે અનેક ધર્માવતારો દયા, ધર્મ, ક્ષમા, શાન્તિ, પ્રેમ, પવિત્રતાના સિદ્ધાન્તો ઉપર પોતાના ધર્મની વિભૂતિઓ પ્રસરાવી ગયા છે. જેવી રીતે ધર્માવતારો અને ધર્મપ્રર્વતકો થઇ ગયા છે તેવીજ રીતે તેમની વિભૂતિના ભંડારરૂપ મહાન પુરૂષો, સંતો, સિદ્ધો, મહાત્માઓ આર્યાવૃતની ભૂમિ ઉપર જન્મ ધારણ કરી તે સમયના જનસમાજ ઉપર પોતાના દિવ્ય દેહનો પ્રકાશ પાડી, તેઓના ઉજ્જવળ જીવનની રૂપરેખા પ્રત્યક્ષ દેખાડી દેવી. અને માનુષિક પ્રેમના સંલગ્નનો સાક્ષાત્કાર કરાવી ગયા છે.

પંજાબમાં ગુરૂ નાનક, દક્ષિણમાં સાધુ રામદાસ, પૂર્વમાં ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસ અને તેમના શિષ્ય વિવેકાનંદ, ઉત્તરમાં સ્વામી રામતીર્થ અને પશ્ચિમમાં ભક્તરાજ નરસિંહ મહેતા, સુદામા, વિદૂર, મીરાંબાઇ, આર્યધર્મ ધ્વજ ફરકાવનાર અને આર્યસમાજ સ્થાપક બ્રહ્મશ્રી દયાનંદ સરસ્વતિ; આ અને એવા અનેક નરસિંહો ભારતભૂમિ ઉપર થઇ ગયા છે, થાય છે અને થશે.

ધન્ય હો આપણી માતૃભૂમિને કે જે ભૂમિ ઉપર આવા મહાન્ સંતો તેનાં બાળનું

કલ્યાણ ઇચ્છી તેઓમાં રહેલી આત્મજ્ઞાનની જ્યોતિને સતેજ કરી દૈવીજીવન પરોપકારમાં વ્યતિત કરી અમરત્વ પામે છે.

પરમકૃપાળુ પરમાત્માની ઇચ્છા જનસમાજના હૃદયને ધાર્મિક અને આધ્યાત્મિક જ્ઞાનમાં આગળ વધારવાનીજ હોઈ શકે. જ્યારે જ્યારે જનસમાજ પોતાને બક્ષેલી વિભૂતિથી વંચીત થાય છે ત્યારે જનસમાજના તારણાર્થે તેઓશ્રી પ્રગટ થાય છે, તેમના નિયત કરેલા મહન્તો, દાસો, ભક્તો, મહાત્માઓ, સાધુઓ, જ્ઞાનીઓ જનસમાજમાં ભેળાઇ પરમાત્માની કૃતિનો અજ્ઞાનીઓને અને મુમુક્ષુઓને અહોનિશ સપ્રેમથી ખ્યાલ આપતા રહે છે. તેઓ જાતે શુદ્ધ, સાત્વિક જીવન અનેક પ્રકારના અધર્મમય વાતાવરણમાં નિવાસ કરીને, તેને શુદ્ધ બનાવી જનસમાજમાં દૈવી પ્રેમનો પ્રકાશ પાડી, અનેક દુઃખી, શોક અને ચિન્તાગ્રસ્ત મનુષ્યોના દુઃખ, શોક, ચિન્તા હરી તેમના સંસ્કારી હૃદયોમાં પોતાના દિવ્ય દેહનો પ્રકાશ પાડી જન-સમાજનાં હૃદયો પ્રભુમય બનાવે છે. તેઓ ઇશ્વરી પ્રેમની બક્ષિસ તવંગર યા ગરીબ સહુને સમાન રીતે આવે છે.

પરમકૃપાળુ પ્રભુની આવી વિભૂતિઓમાંની એક વર્તમાન વિભૂતિનો પરિચય કરાવવાને આ ટુંક લેખનો ઉદ્દેશ છે.

મુંબઇમાં વસનારા ધર્મ સરકારી સજ્જનો તથા ઇતર મનુષ્યો જે અનાયાસે તે મહાપુરૂષના સંસર્ગમાં આવ્યા હશે તેઓથી મહાત્મા નૂરી મહારાજનું નામ ભાગ્યેજ અજાણ્યું હશે. ઉચ્ચ કોટીનું, સાત્વિક, નિષ્કપટી, પ્રેમી આદરણીય, ગૃહસ્થી જીવન વ્યતિત કરનાર દયાસાગર, પરમકૃપાળુ, દેવાંશી શ્રી નૂરી સ્વરૂપ મુંબઇ નગરીના એલ્ફીન્સ્ટન રોડમાં મુકામ કરી આ સમયે અનેક પ્રકારના દુઃખી જનસમાજના શોક નિવારણ કરી પ્રભુ પ્રેમી, ધાર્મિક અને શાન્ત વૃતિમય જીવન જનસમાજને વ્યતિત કરવાનું નિરાભિમાનપણે વિનવી રહ્યા છે. તેઓશ્રીએ અનેક પ્રકારના ચમત્કાર બાલ્યાવસ્થામાં કરેલા છે. અદ્યાપિ પર્યંત તેઓશ્રી દરરોજ પોતાનો દરબાર નિયમિત ભરી તેમના શિષ્ય વર્ગને અપૂર્વ આનંદ આપી રહ્યા છે. તેમનો સમાગમ તથા શાન્તિનો યોગ, તેમનો પરિચય તથા દયામૃતનું પાન, તેમનું વચન તથા શાન્તિમય સુધાનું સિંચન સમાન છે. તેમના શિષ્ય મંડળના સમાજમાં જવાને કોઇપણ જાતિને પ્રતિબંધ નથી. દાન, દક્ષિણા કે ભેટ ધરવી પડતી નથી. શ્રીમંત અને ગરીબ સર્વને સમાન સ્વતંત્રતા છે. દરેક ધર્મના અનુયાયીઓ તેમના સમક્ષ દિક્ષા લેવાને અહોનિશ તત્પરતા દર્શાવે છે. સંસ્કારી આત્માઓને તેઓ હંસવૃતિ ધારણ કરી મોતી પારખી, પાણીમય મોતીની કિંમત બારીકાઇથીજ અંકિત કરી તેની લાયકાત પ્રમાણે પ્રભુપ્રેમામૃતનું સિંચન કરવાને એક ક્ષણપર્યંત પણ ચૂકતા નથી. શિષ્યમંડળ યાદ કરે યા ન કરે તોપણ તેઓ પરમકૃપાળુ શ્રી નૂરી સ્વરૂપ તેમના શિષ્યગણને કદાપિ વિસરતા નથી. ગમે તે વખતે ગમે તેવા સંજોગોમાં અનેક ઉપાધિગ્રસ્ત, વિચારમય જીવનમાં લુપ્ત થયેલા જનો તેમનો સાક્ષાત્ અનુભવ કરવા જાય તોપણ તેઓશ્રી તેજ શાન્તિથી સંબોધી પ્રેમીજીવનની દિક્ષા આપી, ધીરજ ધરવાની આજ્ઞા કરી અલ્પ સમયનાં તે જીવાત્માને તેની માની લીધેલી સંકડામણોથી વિમુક્ત કરી તેમના દિવ્ય ચમત્કારિક જીવનનો આંતર સાક્ષાત્કાર કરાવે છે.

તેમના જીવનમાં બનેલા અનેક અદ્ભૂત પ્રસંગો ઘણાઓએ પ્રત્યક્ષ જોયા છે, ત્યાં તેઓશ્રી સમક્ષ તે પ્રસંગની વાર્તાઓ હજુ તેમના શિષ્યસમૂદાયમાં બહુ રસમય આનંદથી

આશીષ છે. દાદા નૂરી મહારાજ તેને તત્ત્વજ્ઞાની ઉપમા આપી હસી કાઢે છે. પણ આ નૂરીવચનના વાચકવૃંદ આ આનંદથી અજ્ઞાન ન રહે એ હેતુથી તેવા પ્રસંગોમાંના એકનો આ સ્થળે સંક્ષેપમાં ઉલ્લેખ કરવાનું અસ્થાને નહિં ગણાય.

થાણા જીલ્લાના શાહપુર નિવાસી રામચંદ્ર ભાઉ યાદવની યાચના માન્ય કરી શ્રી નૂરી મહારાજા પોતાના વીસ ભકતો સાથે તા. ૪–૨–૧૯૧૩ ના રોજ શાહપુર, મધ્યાનનાં બે વાગે પધાર્યા. મહાત્માના દર્શન માટે નગરવાસી ટોળેબંધ આવ્યા. પ્રેક્ષકવર્ગમાં કોંકણસ્થ બ્રાહ્મણ જ્ઞાતિના વયોવૃદ્ધ વાનપ્રસ્થ થયેલાં સરકારી, રીટાયર્ડ, પ્રતિષ્ઠિત પેન્શનર મી. નરહરી મહાદેવ ગોડબલે હતા. બીજે દિવસે પ્રભાતમાં મહાત્મા પોતાના શિષ્યમંડળ અને ભાવિક નગરજનો સાથે ગંગાદર્શને ગયા. મી. ગોડબલે પણ સમુદાયમાં સામેલ થયા. ગંગાતીર્થનાં દર્શન કરી નદી કીનારે આવેલા વડની છાયા નીચે સર્વે વિશ્રામ યા વાર્તાલાપ માટે સીધાવ્યા.

મંડળમાંના મી. દામોદર દીગ્ગેએ મહારાજાને ફોટો માટે વિનવ્યા અને તેમણે પોતાનો ફોટો ન લેવાનું સમજાવ્યું. ફોટો અજરામર પ્રભુનો હોવો જોઇએ એમ પણ સૂચવ્યું. છેવટે શિષ્યગણની પ્રાર્થના સ્વીકારી તસબીર ઉઠાવવાની આજ્ઞા આપી.

શ્રી નૂરી મહારાજ પોતાના પ્રફુલ્લ વદને વડીની છાયા નીચે સ્થિર ઉભા રહ્યા. મી. નરહરી ગોડબલે મહારાજાની જમણી બાજુએ હાથ જોડીને ઉભા. મહારાજે આશીર્વાદ-રૂપે પોતાનો જમણો હાથ તેમના ઉપર ધર્યો. મી. દીગ્ગે ફોટો ગોઠવી મહારાજના ચરણસ્પર્શ કરી આજ્ઞા લેવાને આગળ ધસ્યા. જ્યારે મી. દીગ્ગે કેમેરાના દેખાવમાં અને મહારાજ અને કેમેરાની સાઇટમાં વચ્ચે હતા તેવામાં તેમના મિત્ર મી. શિર્કે ચેતવણી આપ્યા વગર કેમેરાની ઢાંકણી ખોલી દીધી. પ્રેક્ષકવર્ગમાં શ્રી નૂરી મહારાજનો ફોટો ન લેવાયો હશે તેથી ઘણો અસંતોષ ફેલાયો. પવન અને વરસાદે પણ આડખીલી કરેલી જણાઇ. સર્વને ફોટો બગડવાની ખાત્રી થઈ. શ્રી નૂરી મહારાજે એજ બેદરકથી જે ફોટો નીકળે તેથી ચલાવી લેવાનું સૂચવ્યું. ફોટાનો કાચ જ્યારે ટચ કરીને પ્રુફ કહાડીને બહાર પાડયો ત્યારે શ્રી નૂરી મહારાજા સાક્ષાત્ અજરાઅમર ત્રિપદી શ્રી ભગવાન દત્તાત્રય સ્વરૂપમાં ભાગ્યશાળી ભક્તજન ગોડબલેને આશીર્વાદ આપવાની સ્થિતિમાં પ્રગટરૂપે જણાયા.

આ અને આવા અનેકવિધ ચમત્કારોના દર્શન આપનાર શ્રી નૂરીસ્વરૂપ મહાત્મા કેવી ઉચ્ચકોટીના, સાધુચરિત્ર, આત્મજ્ઞાની આ અવનિ ઉપર વસી જનસમાજના કલ્યાણાર્થે અહોનિશ પ્રયત્ન કરી રહ્યા છે તે દર્શાવવાને ઉપરની સત્ય ઘટના પૂરતી છે.

પરમકૃપાળુ પરમાત્મા આવા મહાન પુરૂષોના જીવન દીર્ઘાયુષી બનાવી તેમના શુદ્ધ, સાત્વિક, પૂણ્યમય જીવનની રૂપરેખાનું સુધાસિંચન કરી જનસમાજને હમેશને માટે તેમના ચરણરજની વિભૂતિને લાયક બનાવી વિશ્વની સપાટી ઉપર પ્રભુમય જીવન, અનુપમ શાન્તિ અને પ્રેમસાગરના અસ્ખલિત તરંગો એકએક ઉપર ઉછરાવી આનંદની લહેરીઓ ફેલાવે એ જ યાચના.

ॐ अस्तु ।

# જીવન માધુર્ય.

આ અવની ઉપર વિવિધ પ્રકારના માણસો વિવિધ તરેહનો ભોગવિલાસ અને એશ-આરામમાં મસ્ત બની પોતાના અમૂલ્ય જીવનનો અંત લાવે છે. કોઇ સંગીતમાં મસ્ત બની વાદ્ય, ગાન, તાન, નાચ, રંગ, વીણા, મૃદંગ, ઢોલ, એકતારો, સિતાર, તાનપુરાના શબ્દમાં મસ્ત બની જીવનના માધુર્યનું અનુપમ સુખ મેળવવા મથન કરે છે. કોઇ ખાનપાનના વિધિમાં મચી રહી જીવનની સાર્થકતા સમજે છે. કોઇ સુવાસિત તેલમર્દન અને અનેક પ્રકારના સુગંધમય પવન લ્હેરીઓમાં અનુપમ રસમાં આનંદ માને છે. કેટલાક ક્ષુદ્ર ઇન્દ્રિયોની તૃપ્તિઓમાં આનંદ માની જીવન માધુર્યનું અનુપમ સુખ ભોગવવાની આશા રાખે છે. જીવનના અંતમાં જ્યારે જ્યારે તેમની ઇન્દ્રિયો શિથિલ થાય છે, શરીરના ગાત્રો ઢીલા બને છે, નેત્રનું તેજ ઘટી જાય છે, જુવાની ઉતરી વૃદ્ધાવસ્થામાં જીવન વ્યય કરવાનો સમય આવે છે ત્યારે તેમના માની લીધેલા રૂપ, રસ, ગંધ, ઇન્દ્રિય સુખો ભોગવાતા નથી ત્યારેજ તેમને સત્ય સમજાય છે, કે, જીવન માધુર્યનું સુધામય સુખ, રૂપ, રસ, રંગ, ગંધ, નાદ, ઇન્દ્રિયાદિ ભોગવિલાસની તૃપ્તિઓમાં રહેલું નથી.

હળાહળ ઝેરથી ભરેલા ફણીધરો ફક્ત શ્રવણેન્દ્રિયના મોહથી મોરલીના નાદમાં તલ્લિન બની પોતાનું જીવનમાધુર્ય ગુમાવે છે. રસના સ્વાદથી મત્સ્યો પોતાના અમૂલ્ય જીવનનો ભોગ આપે છે. મદ ઝરતા માતંગો વિષયવાસનાને અંગે, જીંદગીપર્યંત ગુલામી જીવન વ્યતિત કરે છે. પતંગીઆઓ રૂપરસમાં અંધ બની સ્વદેહને પ્રજાળી મૂકે છે. આજ પ્રમાણે અનેક મનુષ્યો પણ જીવનનું આંતરસુખ ઇન્દ્રિયો દ્વારા લેવાથી તેઓ જીવનમાધુર્ય પ્રાપ્ત કરી શકતા નથી, એટલુંજ નહિ પણ તેઓ અમૂલ્ય માનવદેહરૂપી મળેલો હીરો ગુમાવે છે; અને લક્ષચોરાશી ભવાટવીના જન્મમરણના ચક્કરમાં ફસાયેલો રહે છે.

જીવનમાધુર્યનું અનુપમ સુખ ભોગવવાની ઇચ્છાવાળાઓએ ઇન્દ્રિયોદ્વારા અનુપમ સુખ ભોગવાય છે એ માન્યતાને તિલાંજલિ આપવી જોઇએ. તેઓએ પ્રથમ પોતાના મન ઉપર કાબુ મેળવવાને દૃઢ આગ્રહી બનવું જોઇએ. મનના ઉપર કાબુ મેળવવાથી શરીર આપોઆપ તેનું ગુલામ બને છે. મનની સદ્દઇચ્છાના આધારે તે તરફ દોરાય છે અને પરિણામે સારા નરસા કામો દેહદ્વારા બહાર આવે છે. જેમ અઘટિત વાસનાના પરિબળથી શરીર ક્ષીણ, રોગગ્રસ્ત બનતું જાય છે, તેમ આનંદી, ઉત્સાહી, પરગજુ, દયાળુ ભાવનાને અંગે આંતરજ્યોત વધુ દેદીપ્યમાન બની, શરીર સૌંદર્ય વધારી, જીવન સુખી બનાવે છે; અને તે જીવનમાધુર્યના આંદોલનો પ્રસરાવે છે. રોગી તેમજ નિરોગી શરીરના કારણોનું શોધન કરીશું તો તેનું મૂળ તે વ્યક્તિની વિચારસૃષ્ટિમાં રોપાયેલું જણાશે. માણસો ભયથી જેટલા પ્રમાણમાં પોતાના જીવનનું બલિદાન આપે છે તેથી ઘણા ઓછા પ્રમાણમાં તેઓ જીવલેણ રોગના ભોગ બને છે. ભય, દહેશત, ધાસ્તીના વિચારોથી બાળકો વર્ણવતા કંપે છે, રાતના અણચિંત્યા જાગી ઉઠી શોર મચાવે છે, અને ઘરમાં નિદ્રાગ્રસ્ત કુટુમ્બ-જનોની શાંતિનો ભંગ કરે છે. બીકથી તેઓ જાતે આરોગ્યમય જીવન ભોગવતા નથી. દરેક પ્રકારના ખાનપાન, સુખ આરામ અને જીવનને ઉન્નત બનાવે તેવા સંજોગોમાં

તેઓને રાખવામાં આવે તોપણ બીક અને ધાસ્તી તેમના હૃદયમંદિરમાં ઘર કરીને બેઠેલી હોય છે. આથી તેઓ જીવન માધુર્યનું અનુપમ સુખ વિવિધ પ્રકારના સાનુકૂળ સંજોગોમાં પણ અનુભવી શકતા નથી. ફીકર, માનસિક વ્યગ્રતા, ઉપાધિ, પરાઈ પંચાતી, વ્યર્થ ખટ-પટ, માણસોને અધોગતિમાં અને માનસિક પીડાની અમર્યાદિત ખાણમાં ગબડાવી પાડે છે, અને તેમાંથી તેઓ બહાર નીકળવાને સર્વદા નિર્બળ નીવડે છે. અસાધ્ય રોગના ભોગ થયેલા માણસ આનંદી, ઇશ્વરપ્રેમી, સ્નેહાળ અને મધુરૂ જીવન વ્યતિત કરશે તો તે પોતાના રોગને નિર્મૂળ બનાવી કાયાને તંદુરસ્ત બનાવી આનંદી અને તેજસ્વી સ્વરૂપ ધારણ કરશે. પણ વ્યર્થ માનસિક ભીડાયેલા જનો દરેક પ્રકારના સુખભોગના વિલાસ વચ્ચે જીવન દોરવા છતાં જીવન માધુર્ય અને આંતર શાન્તિની અમૃતધારા અનુભવી શકતા નથી. ગમે તેવી તંદુરસ્ત હાલતમાં જીવન વ્યતિત કરતા હોય તોપણ પરિણામે તેઓ શારીરિક દુર્બળતા, રોગગ્રસ્ત જીવન, અને અશક્તિના ભોગ બની સ્વહસ્તે પોતાની જીવન દોરી ટુંકાવે છે.

સુદ્રઢ બાંધો, આરોગ્ય શરીર, પ્રફુલ્લિત મુદ્રા, આનંદી સ્વભાવ; અને પ્રેમી, સુખી, સુધામય જીવનમાધુર્ય, વિચારનું મક્કમપણું, તંદુરસ્ત રહેવાની ભાવના, ઇશ્વરપ્રેમમાં તલ્લિના-વસ્થા સર્વ પરગજુ અને પ્રેમી વિચાર જીવનને અંગે આપોઆપ આવે છે. કુંભાર માટીનાં વાસણ બનાવે છે. ચિત્રકારો પોતાની માનસિક સૃષ્ટિમાં આલેખેલી આકૃતિને સાક્ષાત્કાર બનાવી કાગળ ઉપર ચિત્ર દ્વારા લાવે છે.

અનહદ પ્રવાહબળથી વહેતી શુદ્ધ ગંગા નદીમાંથી માણસો નહેર બનાવી વેરાન અને ઉજ્જડ પ્રદેશને ફલદ્રુપ, રમ્ય અને રસાળ બનાવે છે; માણસો પણ તેવીજ રીતે પોતાની માનસિક સૃષ્ટિમાં અનેક પ્રકારના સાનુકૂળ વિચારોની ગુંથણી કરી જીવન દોરે તો તેને અંગે તેઓ ઇચ્છીત, આરોગ્યમય, પ્રેમાળ દૈવીજીવન પ્રાપ્ત કરશે, અને જીવન માધુર્યની તેમને પ્રતીતિ થશે. માણસના મનની સરખામણી માટીના પીંડા અથવા મીણની સાથે થઇ શકે છે. જેવો આકાર, ચિત્ર કે ઘાટ કુંભાર અથવા ચિત્રકાર બનાવવા માંગે તેવોજ આકાર તે માંટી અથવા મીણમાંથી બનાવી શકે છે, તે જ પ્રમાણે માણસો પોતાના મનરૂપી મીણ ઉપર ઇચ્છીત ભાવનારૂપી ચિત્ર આલેખશે તો તેઓ શુભ વાસનાદિ, સ્વર્ગીય સુખ, આરોગી અને પ્રેમી જીવન વ્યતિત કરશે. જીવનનું વાતાવરણ મધુર બનાવવા તમો આપો-આપ પ્રેમીજીવનથી વ્યતિત કરશો. સુખીજીવન બનાવવાની ઇચ્છા રાખતા હો તો તમો તેટલાજ પ્રમાણમાં સામાને સુખી બનાવવાને એક નિષ્ટાથી પરિશ્રમ આદરો કે જેથી પ્રભુ સહાયતાથી તમો જરૂર ફતેહમંદ નિવડશો.

અજીરણથી રક્તશુદ્ધિ થતી નથી, સામાને નુકશાન અને ખોટ કરવાની ઇચ્છાથી આદરેલા પ્રયત્નને અંતે લક્ષ્મીવાન થવાતું નથી. તે પ્રમાણે મન વિચાર અને કર્મની શુદ્ધિ વિના જીવન માધુર્ય પ્રાપ્ત થઇ શકતું નથી. મુમુક્ષુજનોએ જીવન માધુર્યના અનુપમ સ્વર્ગીય સુખ ભોગવવાની ઇચ્છાથી સ્વાર્થભાગી બની, નિરાભિમાની થઇ, પ્રફુલવદન રહી, સુખ દુઃખ સમાન ગણી યથેચ્છ લાભ સંતુષ્ટ રહી, તેમના સંસર્ગમાં આવતા, દરેક આદમીને સુધામય શાન્તિ આપી, કલ્યાણકારક ભાવના બાંધી, તેઓ ઉન્નત અવસ્થામાં આવી, પ્રભુ-પ્રેમી બની જનસમાજના કલ્યાણ અર્થે તન મન અને ધનનો ભોગ આપી જીવન માધુર્ય

પ્રાપ્ત કરે તો તે આંતર ભાવના રાખી નીતિની નિસરણીથી તેઓ ઉન્નતજીવન દોરશે. તેઓના મનમાં અલૌકિક પ્રેમની દિવ્યતા પ્રકટ થશે, ઈશ્વરીપ્રેમના રાગમાં મગ્ન બની, પ્રભુની કૃપાના રાગી બની, જનસમાજના કલ્યાણમાં દેહ અર્પણ કરશે. તેઓ પોતેજ જીવન માધુર્ય અનુભવશે; એટલુંજ નહિં પણ અનેક સંસ્કારી બાલ યુવક કે વૃદ્ધોને જીવન માધુર્યની ચિરાગ પ્રગટાવી ઉન્નત માર્ગે દોરશે.

અનેક પ્રકારના અલંકાર ધારણ કરો, દુધ જેવા વસ્ત્રોનું પરિધાન કરો, અભ્યંગ સ્નાન કરી, સુવાસિત તેલ મર્દનથી શરીર શોભા વધારી દુનિયામાં યથેચ્છ રીતે ફરો, ફસલે ફલફુલાદિ વગેરે આરોગ્યવર્ધક શરબતના પાન કરી અપૂર્વ વૈભવશાળી જીવન વ્યતિત કરો, પણ જ્યાંસુધી તમારા આંતર મનની શુદ્ધિ નથી ત્યાંસુધી તમારી બાહ્ય શુદ્ધિ ઇન્દ્રવરણાના ફળ સમાન છે. શિયાળ કે વરૂઓ સિંહના ચર્મ ઓઢી ફરેથી તેઓનું આંતરજીવન વનરાજ સમાન નથી, કાગડાઓને દુધમાં સ્નાન આખો પહોર કરાવવાથી શ્વેત બગલાની ઉપમા આપી શકાતી નથી, કોલસાને ગમે તેવા સુવાસિત સાબુમાંના પુરમાં ગમે તેટલા વખત રાખવામાં આવે તોપણ તેનો રંગ બદલાતો નથી, તે જ પ્રમાણે માણસો જ્યાંસુધી આંતરમનની શુદ્ધિ તરફ પોતાના મનનું દષ્ટિબિન્દુ ફેરવતા નથી ત્યાં સુધી તેઓની બાહ્યશુદ્ધિ નિરર્થક છે. જેઓ શુદ્ધ પ્રેમી, નિઃસ્વાર્થિ, પરગજુ, પરોપકારી જીવન વ્યતિત કરવાની ભાવનાવાળા હોય છે, તેઓ આપોઆપ ઇચ્છીત વાતાવરણ પોતાની આસપાસ ઉત્પન્ન કરે છે, અનેક પ્રકારના દુઃખી, રોગી, ગરીબ અને સંસારની દુર્ઘટ ઘટનામાં ઉપાધિગ્રસ્ત, જે જીવો તેમની તરફ આકર્ષે છે, અને તેમના ઉત્તમ મનોભાવથી અનેક જનોનું કલ્યાણ સાધે છે, એવા મુમુક્ષુઓએ વ્હેમ, અભિમાન, અહંમમતા, ઈર્ષા, સ્વાર્થ, સાધુતાના વિચારોને તિલાંજલિ આપવી જોઇએ. તેઓએ પોતાના વિચાર પુષ્પની વાડી, મીઠી, મધુર, સુવાસિત અને જનસમાજના કલ્યાણને સાધનારી બનાવવી જોઇએ. પુષ્પની અંજની ગમે તેવા મલીન રોગગ્રસ્ત ગરીબ કે શુદ્ધ તપસ્વિ, આરોગ્યવાન કે રાજાને અર્પવામાં આવે તોપણ તેઓને સુવાસિક વાસ આપે, તે જ પ્રમાણે મુમુક્ષોએ હર્ષ અને શોકને દીલમાં સ્થાન ન આપતાં આઠે પહોર સુવાસિત વાસ અને તેની મધુરતા સર્વ ઉપર પ્રસરાવી, સમાનભાવે પુષ્પિત જીવન દોરવું જોઇએ. તેઓનો જીવન પ્રવાહ ગંગાના નિર્મલ જલ સમાન, અગાધ વેગથી શુદ્ધ વાતાવરણ વચ્ચે, અનેક પ્રકારના મલીન પદાર્થોને, શુદ્ધિ આપવા લાયક થાય તે પ્રમાણેનું હોવું જોઇએ. આશા અને નિરાશાને તેમના હૃદયમાં સ્થાન ન હોવું જોઇએ. જે સમયે જે મળે તે ઉપર સંપૂર્ણ સંતોષ માની ઇશ્વરની આરાધનાથી પ્રાણી માત્રનું કલ્યાણ ઇચ્છી તન મન અને બુદ્ધિથી ચોવીસ કલાક આરૂઢ રહેવું જોઇએ. આ જીવન દશાએ પહોંચેલા શુદ્ધ તપસ્વીઓના જીવનને મનુષ્ય દેહમાં ભોગવવાની જરાવસ્થા અટકી શકતી નથી. જેઓ સર્વદા નિર્દોષ બાલ્યાવસ્થા ભોગવે છે, દુનિયાની દૃષ્ટિએ તેમનું જીવન જ્ઞાનવૃદ્ધિ યોગી તરીકે લેખાય છે, તોપણ તેમનાં પ્રેમનાં ઝરણો સર્વદા ભલા માટે જીવનની અંજલી આપવાને એક સરખા સમાન વહે છે; સૂર્ય ચંદ્રની માફક તેઓ સર્વને સમાન જ્ઞાનનો પ્રકાશ આપી સદ્બુદ્ધિના અમૃતનું પાન કરાવી ઇશ્વરી જ્યોતનો સાક્ષાત્કાર કરવાને સમર્થ હોય છે.

જેઓનાં અંતરમાં મનથી શુદ્ધિ હોતી નથી, જેઓ ચોદિશા, અષ્ટખુણા, આકાશ

અને પાતાળની ઝડતી લેવા સર્વદા તત્પર રહે તેવા મનના મુલામો હોય છે. ઇર્ષાળુ, અભિમાની, અવિવેકી, ક્રોધી, લોભી, લાલચુ અને ઇંદ્રિયોની તૃપ્તિમાં સુખની અવધિ માને છે. તેઓ જાતે પોતાના અમૂલ્ય અને ફરી ફરીને ન મળી શકે .તેવા દિવ્યરૂપી માનવ દેહનુ સ્વહસ્તે બલિદાન આપે છે. દેહના આરામ માટે માણુસો યથાશક્તિ અને સદ્બુદ્ધિના પ્રમાણુમાં, પર્ણકુટી, ઝુંપડા, ઘર, મહેલ વિગેરે બંધાવી તેની અંદર સંપૂર્ણ સ્વચ્છતા, શુદ્ધ હવા અને અખુટ નિર્મલ નિરની વ્યવસ્થા કરે છે, તેઓ સૂર્યપ્રકાશ, શુદ્ધ વાતાવરણ, મનોરંજન વનસ્પતિ, આંખની રોશની વધારે તેવા, શરીરને આરામ મળે, મનને પ્રફુલ્લિત રાખે, તેવા સંજોગોના સ્થાનોમાં વાસ કરવાને કુદરતી પ્રેરણાથી લલચાય છે. કુદરતના આવા સાનુકૂળ સંજોગોમાં રહી તેઓના મનની સ્થિતિ ઉત્તમ ભાવનાઓથી ભરપુર હોય છે. શરીરના ખાનપાન અને ગાનની વિધિના પ્રવેશ બંદોબસ્તને :અંતે તેઓ ઇશ્વરી પ્રેમ અને દૈવીજ્ઞાનનું સદાસર્વદા પાન કરી મગ્ન રહે છે. આ અવસ્થામાં તેઓને જરાવસ્થા અટકી શકતી નથી, કાળની ગતિમાં તેઓ વિરક્ત હોય છે, વર્ષોના જીવનના અંતે, તેઓ નાના નાના બાલવયના બાળકો સમાન નિર્દોષ હોય છે, જ્ઞાનમાં તેમની તુલના થઇ શકતી નથી, જે માનવોના સંસર્ગમાં આવા મહાન વિરક્તો આવે છે તેઓ તેઓના જીવન માધુર્યના પ્રભાવમાં ગરકાવ થઇ, ભ્રમર પેઠે ગુંજારવ કરતાં સુવાસનામાં મગ્ન થવાને લલચાય છે; શિષ્યગણોને, ભ્રમરભ્રાંતિમાં ભુલા પાડી નિશદિન સંતો સાધુઓ જીવન માધુર્યનું પાન કરે છે, જેઓનું જીવન આ સૃષ્ટિમાં જન્મ ધરી એકમેકનું ભલું ઇચ્છી પ્રીતિપ્રેમ, દયા અને સ્વાર્થત્યાગી વૃત્તિઓનું અખંડિત પાલન કરે છે, તેઓ જ જીવનની અમૃત દશા ભોગવે છે.

આનંદમય પ્રવૃત્તિ, પ્રેમાળ જીવન અને ઇશ્વિર ઇચ્છાથી મળતા લાભથી સંતુષ્ટ રહી જેઓ જનસમાજના કલ્યાણુ અર્થે સ્વજીવનનો ભોગ આપે છે તેઓજ જીવન માધુર્ય અનુભવે છે. સૃષ્ટિ ઉપર જે મહાન પુરૂષો થઇ ગયા છે તેઓએ પોતાના દિવ્ય દેહની અંજલી ઇશ્વિર પ્રીત્યર્થે જનસમાજના કલ્યાણુ અર્થે આપી છે. તેઓનાં નામો ભૂમિ ઉપર ચીર સ્મરણીય રહેલાં છે, રામ કહો, રહેમાન કહો, કૃષ્ણુ કહો, ક્રાઇસ્ટ કહો, બુદ્ધ કહો, તિર્થંકર કહો, હૃદયના પ્રેમના તરંગમાં મગ્ન બની, કોઇ પણુ ઇચ્છીત નામની સંકલના કરી તેમાં મસ્ત બનો અને જીવન માધુર્ય અનુભવો. તેને અંતે તમોને, અખંડ શાન્તિ, સુખ અને અમૃતપાનનો અનુભવ આપોઆપ થશે. સ્વર્ગના દ્વારો તમારે માટે આપોઆપ ખુલ્લાં રહેશે. જેઓ ઉન્નત વિચારની ભાવનામાં અખંડ શાન્તિનું સામ્રાજ્ય સૃષ્ટિ ઉપર સ્થાપવાને કટિબદ્ધ છે, જેઓ પ્રેમની ધુનમાં મસ્ત રહે છે, જેઓ જનસમાજને સુખી અને સંતોષી બનાવી પોતાના જીવનની અંજલી અપૂર્વ આનંદમાં અર્પે છે તેઓ જ આ સૃષ્ટિ ઉપર જીવન માધુર્યનો સાક્ષાત્કાર કરે છે, અને અખંડ અલૌકિક આત્મજ્યોતિના પ્રકાશમાં તદાકાર રહે છે.

॥ શાન્તિ: ॐ નમઃ શિવાય ॥

---

# વિચારનું પરિબળ.

વિશ્વની સપાટી ઉપર અનેક પ્રકારની શક્તિનું સામ્રાજ્ય વ્યાપેલું છે. પશુ યોનિમાં કીડીથી કુંજર પર્યંત શક્તિમાન જનાવરો અસ્તિત્વ ભોગવે છે. જલચર પ્રાણીઓમાં નાની નાની ફૂદીઓથી મગરમસ્ત મચ્છ અને વિવિધ પ્રકારના એક એકથી વધુ શક્તિમાન પ્રાણીઓ વિદ્યમાન છે. આ સર્વ પ્રાણીઓની શક્તિ મર્યાદાથી બંધાયેલી છે. મદઝરના હાથીઓનું પરિબળ જલચર પ્રાણીઓના પરિબળ આગળ કંઇ વિસાતનું નથી હોતું; તે જ પ્રમાણે મગરમસ્તનું પરિબળ જમીનપર રહેતા નાના શ્વાનથી પણ ઉતરતું છે. મનુષ્ય એ જ દૈવની એવી કૃતિ છે કે જેનું પરિબળ વિશ્વની સપાટી ઉપર એક સરખું સામ્રાજ્ય ભોગવી શકે છે. મનુષ્ય જાતે કાયામાં ભારે નથી, તેનું અંગ બળ બહુ હોતું નથી, તેમ છતાં મદ-ઝરતા હાથીઓના ઉપર સ્વારી કરી તેના મદનું મર્દન કરી તેના મન અને શક્તિ ઉપર સંપૂર્ણ અધિકાર મેળવે છે.

માણસમાં રહેલી આ અદ્ભૂત શક્તિનું પરિબલ તેની માનસિક શક્તિમાં છુપાએલું છે. જે જે પુરૂષોએ પોતાના મન ઉપર કાબુ મેળવ્યો છે તેઓજ પોતાની અપૂર્વ શક્તિનો ઉપયોગ કરી હાથી, વાઘ, વરૂ, સિંહ, મગર, જલચર પ્રાણીઓ, ઝેરી પ્રાણીઓ ઉપર વિજય મેળવી શક્યા છે. તેઓની માનસિક શક્તિનો જરા પણ લોપ થતાં તેઓ તેના ભોગ થઇ પડયા છે.

દરેક ઇચ્છાબળના અભિલાષીઓએ આ શક્તિ પ્રાપ્ત કરવા સારૂ પ્રથમ પોતાની માનસિક વૃત્તિઓ ઉપર કાબુ મેળવવો જોઇએ. આ શક્તિ ઉપર કાબુ મેળવતાં તેઓની વિચારસૃષ્ટિ નિર્મળ રહે છે, અને તેને અંતે તેઓ પોતાની આંતર શક્તિઓનું બળ વધારે છે. જે જે રસાયણ શાસ્ત્રીઓ, સાહિત્ય અભ્યાસીઓ, કવિરત્નો, ખગોળ શાસ્ત્રીઓ, ગણિત વેત્તાઓ, વરાળયંત્ર, વિજળી બળ, અને હવાઇ વિમાનોની શોધ કરનારા નરરત્નો થયા છે તેઓએ પોતાની માનસિક શક્તિ ઉપર અપૂર્વ કાબુ મેળવી વિચારશક્તિને નિર્દિષ્ટ દિશા તરફ વાળી છે; અને તેને અંતે તેઓએ પોતાની શોધમાં ફતેહ મેળવી છે. માણસો પોતાના અંગબળથી એક અથવા બે ત્રણ હાથીઓનો ભાર થોડો વખત ઉપાડી શકે છે. અંગબળ કરતાં માનસિક બળથી તેઓ દરિયાના કિનારા ઉપર માલ ચડાવવા ઉતારવા માટે ક્રેઇન ( Crane ) યંત્રોથી રાત અને દિવસ અનેક હાથીઓને ક્ષણમાત્રમાં ઉઠાવીને ઇચ્છિત સ્થળે મુકી શકે છે.

અસિબળથી, જાળથી, યંત્રબળથી તેઓ જનાવરો ઉપર કાબુ મેળવે છે. આધુનિક વિમાન શોધથી તેઓ આકાશ ગમન કરી રહ્યા છે. આ સર્વ શક્તિનું બળ તેની અંદર રહેલી દૈવી બક્ષિસ માનસિક શક્તિ અને વિચાર બળને આભારી છે.

માળીઓ પોતાની જમીનમાં ધારેલી વનસ્પતિ ઉગાડી શકે છે. વિવિધ પ્રકારના વૃક્ષો વાવે છે, ફુલ ફળાદિ ઉગાડે છે, રંગબેરંગી પુષ્પવાટિકાઓના વનો જમીન ઉપર ઉગાડે છે. નાનાવિધ જલાશયો બનાવી જમીનને વધારે આકર્ષક બનાવે છે, વિરામ સ્થાનો મુકી

અમિત વટેમાર્ગુઓને અપૂર્વ આનંદ આપવાને તત્પર રહે છે. માણુસના મનની સરખામણી પણ એક ફળદ્રુપ જમીનની જોડે થઇ શકે છે. રસાળ જમીનની સંભાળ તેના માલિકો રાખતા નથી. તેની અંદર અનેક પ્રકારની અનિષ્ટ વનસ્પતિ, કાંટાવાળા ઝાડો, ગોખરૂથી ભરેલા વેલાઓ આપોઆપ ઉગી નીકળે છે અને પરિણામે તેના માલિકને તે કોઇપણ પ્રકારનો આનંદ આપી શકતા નથી. જમીન આખરે હિંસક ક્રૂર ઝેરી પ્રાણીઓનો વાસ બને છે.

ધાર્મિક ભાવનામાં જીવન વ્યતિત કરનારા માળીઓએ પોતાની રસમય માનસિક સૃષ્ટિમાં અનેક પ્રકારના અનિષ્ટ વિચારોને ઉગવાનું સ્થાન આપવું જોઇએ નહિં. તેઓએ સત્ય, દયા, ધર્મ, નીતિ અને ભક્તિમય વિચારોના ઉગતા ઝાડોને પોષણ આપવું જોઇએ. તેનું જીવન સરિતામય ઉપયોગી થવું જોઇએ. એટલુંજ નહિ પણ તેની સામે પોતાનું વિચારબળ વધારી તેની જગાએ શુદ્ધ નીતિમય વિચારનું રોપણુ કરી તેનું રટણુ મનથી કરવું જોઇએ, જેથી આધ્યાત્મિક જીવન દોરવાને સાનુકૂલ સંજોગો આપોઆપ પ્રાપ્ત થાય. આ પ્રયત્ન ચાલુ રાખવાથી માણુસ પોતે સમજી શકે છે કે તે પોતે ધારેલા વિચારો ઉત્પન્ન કરવાને શક્તિમાન છે, અને અનિષ્ટ વિચારોને દાબી દેવાનું અપૂર્વ સામ્રાજ્ય પણુ તે ભોગવે છે.

અનેક પ્રકારના તુરંગી કુછંદી વિચારોને રોકી રાખવાને માટે અડગ ધૈર્ય, અપૂર્વ શાંતિ, અને સુધામય જીવનરૂપી વાડ બાંધીને તેની માનસિક સૃષ્ટિમાં પ્રભુમય જીવનના વિચારોના રટણુનો સતત પ્રયાસ ચાલુ રાખવો જોઇએ. એથી પરિણામે તેને સુવિચારનું સ્ફુરણુ આપોઆપ થાય. સુવિચારથી સદ્દવર્તનનાં ફળ મળે છે, સદ્દવર્તનથી તે યશસ્વી બને છે, અને પરિણામે મનુષ્ય અવસ્થામાં રહી તે દૈવીજીવન પ્રાપ્ત કરે છે. તેને તેના વિચારનું પરિબળ શું છે તેનો સાક્ષાત્કાર થાય છે. તે પોકારીને કહે છે કે માણુસ અને તેનું ભાગ્ય તેની માનસિક સૃષ્ટિમાં ઉત્પન્ન થતા વિચારબળથીજ બંધાયેલું છે. કહેલ છે કેઃ—

**मन एव मनुष्याणां कारणं बंध मोक्षयोः ।**

માણુસ માત્રને બંધન કરનાર અને મોક્ષ આપનાર મન છે એટલે મન ઉપર જ કાબુ મેળવી વિજય મેળવવા વિચારબળ પ્રાધાન્યતા ભોગવે છે.

જીવાત્માનું વલણુ માણુસની માનસિક વૃત્તિ તરફ ખેંચાય છે. પ્રેમના વાતાવરણુ પ્રેમની ભાવના ઉત્પન્ન કરે છે, અને સામાના હ્રદયમાં તે જ ભાવનાની પ્રેરણા કરે છે, તેવીજ રીતે બીક, ભય, ધાસ્તીની ભાવના પોતાના હ્રદયમાં તે જ વૃતિ ઉત્પન્ન કરી બાહ્ય દર્શનમાં પણુ ભય, બીક, ધાસ્તીની તાદશ્યતા થાય છે. મિત્ર વર્ગમાં વાર્તાલાપનું વલણુ તે જ તરફ આકર્ષાય છે. ટુંકમાં આપણા હલનચલનમાં તિવ્ર ધાસ્તી અને બીક સિવાય બીજું કાંઇ આપણુને દેખાતું નથી. પરિણામે આપણે બીકણુ, ડરકણુ, બાયલું, અને ધાસ્તીમય જીવન વ્યતિત કરીએ છીએ. માટે કોઇપણુ વિચાર બીજની જડને માનસિક સૃષ્ટિમાં સ્થાન આપતા પહેલાં અને તેના ઉપર ધ્યાનનું સિંચન કરતા પહેલાં તેનું બારીકાઇથી નિરીક્ષણુ કરવાની જરૂર છે. વિચારોને ધ્યાનનું સિંચન મળતાં તે જ આપણા વર્તન માર્ગે પ્રસિદ્ધિમાં આવે છે. સદ્દવિચારોના સ્ફુરણો સતકર્મોની પ્રતીતિ કરાવે છે, પ્રભુમય ભાવના, પ્રભુમય જીવન દોરવાને સહાયભૂત થાય છે, પ્રેમના અંકુરોનું સ્ફુરણુ પ્રેમી જીવન વ્યતિત

કરાવે છે. ટુંકમાં દરેક જાતના વિચારોનો વિકાસ થતાં તેવા જ સંજોગો આપોઆપ ઉત્પન્ન થઇ તેવી ભાવનામય જીવન દોરવાને સહાયક બને છે. ગુલાબ, મોગરા, કમલ, બકુલના પુષ્પોનો પરાગ વિવિધ રંગ જાતજાતના સુગંધીનું વાતાવરણ પ્રસરાવે છે. તે જ પ્રમાણે કુસુમાકારે માનસિક સૃષ્ટિમાં ઉત્પન્ન થતા વિચારો વાતાવરણ ઉત્પન્ન કરી મનુષ્યની આસપાસ ઘેરાવો ઘાલે છે; માણસો તે જ વિચારની વાસનાના ભોગી બની તેવાજ કર્મમાં પ્રેરાય છે. સાધુ, સન્તો, મહન્તો, ભક્તો, હરિજનો, નૈતિક, ધાર્મિક, જીવદયા, પ્રેમ સેવાની ભાવનાના વિચારોના બીજ માનસિક સૃષ્ટિમાં નાંખીને તેને ધ્યાનવડે સિંચન આપી તેવું જ વાતાવરણ તેમના જીવનને પોષણ આપી તેઓને મનુષ્ય જીવનની અંદર નીતિ, દયા, પરોપકાર અને જનસમાજની સેવા સિવાય બીજું કાંઇ પણ દેખાતું નથી. જ્યાં જ્યાં અને જે જે ઠેકાણે તેમનો વાસ હોય છે તે તે જગ્યાઓને તેઓ પોતાના જીવન તત્વથી ધાર્મિક, દયામય, પવિત્ર અને પ્રેમમય બનાવી તેમના સંજોગોમાં આવતા વિવિધ પ્રકારના મનુષ્યોમાં પોતાના આંતર જીવનનો સાક્ષાત્કાર કરાવી તેમનાં હૃદયોને સંસ્કારી બનાવે છે.

પવિત્ર માણસો નર્કયાત્રા કરતા નથી. તેમજ ભિક્ષુકો તવંગર થતા નથી, નેવનાં પાણી મોભે ચઢતાં નથી, એકનિષ્ટ સત્યવાન પુરૂષ અધર્મ આચારી બનતો નથી, દાતા કંજુસ થતો નથી, તે જ પ્રમાણે તન અને મનથી ઇશ્વરનું સ્તવન કરનાર માણસ પાપનો ભોગી બનતો નથી; એકાએક ઉંચ દશાને પ્રાપ્ત કરનાર અધોગતિમાં કર્મના સંજોગોથી સપડાવાનું તેનાથી બનતું નથી. માણસની ઉન્નતિ અને અવનતિનું કારણ તેના વિચારન વાતાવરણ ઉપર બંધાયલું છે. સદ્‌વિચાર, સદ્‌ગુણ, દયા, દાન, ધર્મ અને પ્રીતિની ભાવનામય કામો વિચારના દૃઢ બંધારણ વિના માણસથી થતાં નથી. તે જ પ્રમાણે મફતનું ખાવું, બીજાનો ધનમાલ છીનવી લેવો, ચોરી કરવી, અનીતિ અને નિંદાત્મક જીવન વ્યતિત કરવું તેવા વિચારના બીજનું સિંચન જ છે.

માણસોનાં દરેક ઉત્તમ અને હલકામાં હલકા કામોમાં તેની આંતર વિચાર બીજના ફળરૂપે બહાર દેખાય છે. મનુષ્ય જ્યારે સમજે છે કે નરસા કામોનો કરનાર પણ તે જ છે તો તે સારા કામોનો પણ કરનાર હોઇ શકે છે. ત્યારેજ તેની આંતર મનોભાવના બદલાય છે અને મન અને દશ્ય નિર્મળ થવા માંડે છે.

માણસો જે તૃષ્ણા કરે છે તે કદાપિ પુરી પડતી નથી. તેની ઇશ્વર પ્રત્યેની પ્રાર્થનાઓ તેને ફળતી નથી, તેની ઇચ્છાઓનું પરિણામ નિરાશામાંજ આવે છે. દયા, પ્રેમ, સ્નેહ, સદ્‌ભાવના, પરોપકારી જીવન, બન્ધુસાહાય્ય અને પ્રેમની ભાવના તેને કદાપિ ફળિભૂત થતી નથી. જ્યારે તેનું આંતરજીવન અને નૈસર્ગિક જીવનના વિચારનું પરિબળ તેની અંદર પ્રેમની અખંડિત ચિરાગ પ્રગટાવે છે તે જ તેને દૈવી જીવનના કિરણો ફેલાવે છે. વિશ્વની સપાટી ઉપર વસતા દરેક મનુષ્યના ભલા માટે તેની નેક પ્રાર્થનાઓ આપોઆપ ફળિત થાય છે. તેવા સજ્જનોને સાધુ, મહંત, ગુરૂ, ભક્તરાજ વિગેરે નામથી વિશ્વના લોકો વિધવિધ રીતે માને છે. તેના નામસ્મરણથી દરેક સંસ્કારી હૃદય પોતાનું શિષ નમાવી ઇશ્વરી મહત્તાનો સાક્ષાત્કાર કરે છે અને તેની અંદર રહેલી ઇશ્વરી શક્તિને ચેતન આપવાને વિચારનું પરિબળ કેટલે અંશે મદદરૂપ બને છે તેના આનંદમાં તે ગરકાવ બને છે.

# સુધામય જીવન.

અનેક પ્રકારના રોગ અને દરદો પીડિત માણુસો આરોગ્યતા પ્રાપ્ત કરવાને ચ્હાહે છે. દુઃખી અને દરિદ્રી જીવન વ્યતિત કરનારાઓ ધન પ્રાપ્તિની આંતર ઇચ્છા રાખે છે. શરીરે નિરોગી અને બે પૈસે સુખી કુટુમ્બોમાં પુત્રપુત્રાદિક પરિવારનો અભાવ હોય છે તો તેઓ સંતાન મેળવવાને દેવદેવાદિકની આરાધના આરંભી પુત્ર મેળવવાને અનેક ઉપાયો કરવાને-પાછળ પડતા નથી. ટુંકમાં દરેક માણુસ દુનિયામાં તનની આરોગ્યતા, ધન વૈભવોની વિપુલતા અને પુત્ર પરિવારાદિક સહિત અતુલ સુખી જીવન વ્યતિત કરવાની આંતર ઇચ્છા ધરાવે છે. દુનિયામાં બાહ્ય દૃષ્ટિથી આરોગ્યમય, ધનવૈભવવાળું અને કુટુંબમય જીવન સુખી અને સુધામય જીવન ગણાય છે. દુનિયામાં દરેક પામર મનુષ્ય પણ આરોગી, વૈભવશાળી અને પરિવારાદિમય વિગેરે સુખી જીવન પ્રાપ્ત કરવાને માટે આઠે પહોર મહેનત કરે છે. કોઈ તનની આરોગ્યતા મેળવવા સારૂ શ્વાસોશ્વાસની ક્રિયા કરે છે, અને કસરત કરી અંગને મજબુત બનાવે છે. પહેલવાની રમતગમતો ખેલી પોતાનું જીવન વ્યતિત કરે છે. ધન અને વૈભવની લાલસામય જીવન વ્યતિત કરનારાઓ અનેક પ્રકારના વિવિધ ધંધા અને ઉદ્યોગોમાં પોતાનું સર્વ જીવન વ્યતિત કરે છે. કુટુમ્બ પરિવારાદિના સુખની ઇચ્છાવાળાઓ પોતાના ઉપાર્જિત વિત્તનો ખર્ચ કરે છે, તેમના પુત્રપરિવારાદિક મરજીઓનો ગુલામ બની સગાં-સંબંધીઓના સ્નેહને ધારણુ કરવાને પોતાનો જાતિય ભોગ આપે છે.

આ પ્રમાણે તનની આરોગ્યતા મેળવવામાં ધન અને વૈભવનો ઉપયોગ કરવામાં અને કુટુમ્બ પરિવારાદિકના સુખની ઇચ્છાઓમાં માણુસો પોતાના સુધામય જીવનનો વ્યય કરે છે. તેમ છતાં તેઓને ઈચ્છિત ફળની પ્રાપ્તિ થતી નથી. ઘણા માણુસો આરોગ્યમય જીવન વ્યતિત કરવાને માટે પોતાના ધનનો હોમ ડૉકટરોના ખિસ્સાની વેદિ ઉપર કરી રહ્યા છે, ધન ઉપાર્જિત કરવાને અનેક પ્રકારના ધંધાઓ-ઉદ્યોગો-કરી પોતાનું જીવન વ્યતિત કરે છે. તેમ છતાં તેમના આંતર જીવનમાં ઇચ્છિત સુખ તેમને મળતું નથી. વિવિધ પ્રકારના ઉદ્યોગના મધ્યસ્થમાં જનસમાજ દુઃખી, દરિદ્રી અને કુટુંબ પરિવારાદિકના સુખ રહિત જીવન વ્યતિત કરે છે અને સર્વ પ્રકારના ઇચ્છિત સુખનું સુધામય જીવન વ્યતિત કરનારા માણુસો નજરે પડતા નથી. દોલતે સુખી માણુસો આરોગ્યતા અને કુટુમ્બ પરિવારાદિક સુખથી વંચિત હોય છે. આરોગ્ય માણુસો ધન વિના ઘેર ઘેર મજુરી કરી પોતાનું ભરણુ પોષણુ કરે છે. બાલબચ્ચાંના સુખમાં આનંદ માનનારાઓ પોતાનું જીવન દરિદ્રતામાં ગાળે છે. સર્વ પ્રકારે સૃષ્ટિ ઉપર સુખી છું અને મારે હવે કોઈ પ્રકારના સુખની ઇચ્છા નથી એવા દૃઢ નિશ્ચિત પુરૂષો શોધ્યા મળશે નહિ. કોઇને આરોગ્યતાની ખામી હશે, તો કોઇને ધનપ્રાપ્તિ કરવાની ઇચ્છા હશે, તો કોઈ કુટુંબની પરિવારાદિકના સુખમાં ન્યૂનતા હોવાથી અસંતોષી માલુમ પડશે. કોઇને પુછવામાં આવે કે, બાપુ, તું સુખી છે કે ? તો તે જવાબ આપશે કે હું દિવસ નિર્ગમન કરી જીવન વ્યતિત કરૂં છું, મારૂં જીવન દુઃખી છે, દરિદ્રી છે, બાલબચ્ચાંની ઉપાધિથી ભરેલું છે, અને સુખ તો સ્વપ્નમાં પણ જોવામાં આવતું નથી. સુધામય જીવનની આશાના કિરણો દેખાતાં નથી તો સુધામય જીવન ક્યાંથી પ્રાપ્ત કરી શકું.

દરેક જાતના પ્રયત્નો આદર્યા છતાં માણુસો પોતાના ઇચ્છિત સુખને પ્રાપ્ત કરતા નથી તેનું કારણ શું હશે?

જે જે કારણોથી માણુસો પોતાના ધ્યેયથી પશ્ચાત રહે છે તે તે કારણો શોધી તેનું નિવારણ કરી ધ્યેય પાછળ મગ્ન બની પોતાના પરિશ્રમમાં ચાલુ રાખે છે તો તેને તેના ધ્યેયનો સાક્ષાત્કાર થાય છે. પણ માણુસો જેમ જણાવે છે તેમ તેઓ એકાગ્ર ચિત્તથી પોતાના ધ્યેયની પાછળ પરિશ્રમ કરતા નથી. તેઓ પોતાની ચિત્તવૃત્તિનો નિરોધ કરવાને અસમર્થ છે. ધ્યેયની એકાગ્રતા કરવાનું બળ તેમનામાં નથી હોતું. તેઓ ઇચ્છિત સુખો પ્રાપ્ત કરવાને માટે પોતાનું જીવન નિર્દિષ્ટ કરેલા માર્ગે ચલાવતા નથી. પરિણામે તેઓ સુખના ભોગી બનતા નથી, અને સુધામય જીવનનો આનંદ મેળવવાને ભાગ્યશાળી થતા નથી.

માણસો પોતાનું જીવન સુધારવાને અતુલ પરિશ્રમ ઉઠાવે છે. વાસ્તવિક રીતે જાતે સુધારવાને તેઓ મન ઉપર પણ લેતા નથી. મન અચળ કરવાની ઇચ્છાવાળાઓએ દરેક પાઇ પાઈ અને દમડી દમડીનો હિસાબ રાખી કરકસર કરી પૈસાનો સંગ્રહ કરવો જોઇએ. તેના બદલામાં તેઓ શોખીન, આનંદી, ભોગી, એશઆરામવાળું જીવન ભોગવીને દ્રવ્યનો વ્યય કરે તો તેઓ પોતાની આર્થિક અવસ્થા કેવા રીતે સુધારી શકે ? જે માણસોનું લક્ષ્યબિન્દુ ધનસંચય કરવાનું છે તેઓ કરકસર કરે, અગવડો ભોગવે અને અંગત સુખનો ભોગ આપે તો જ તેટલા પ્રમાણમાં ધનનો સંચય કરી શકે છે. જેઓની આર્થિક સ્થિતિ ઉન્નત હોય નહિં, આવક કરતાં ખર્ચ વધુ હોય તો તેઓ પરિણામે દેવાદાર બને છે અને તેમની ધનાઢ્ય થવાની આશા મૃગજળ સમાન છે. જાતિ મહેનતથી બે પૈસાની પ્રાપ્તિ થતી હોય, સુખી જીવન ગાળતા હોય, આવક જાવકનો હિસાબ બરાબર રહેતો હોય તો તેઓ ધન સંચય કેમ ન કરી શકે! ધનસંચય કરવા માટે ખર્ચના દરેક દ્વારો બંધ કરે અને ધનપ્રાપ્તિના ઉદ્યોગોમાં મસ્ત બની એકજ લક્ષ્યબિન્દુમાં ધ્યાનસ્થ રહી જીવન વ્યતિત કરે તો ઉદ્યોગી વિચારશીલ માણસ પોતાનું ધ્યેય સાધી શકે છે. જેઓથી જાતિય ભોગ અપાતો નથી તે ધન પ્રાપ્તિના પ્રમાણમાં સુખવૈભવમાં રહે છે. શારીરિક કષ્ટ વેઠવાને તેમની માની લીધેલી સુકોમળતા અંતરાય બને છે, તેઓ જીવનોના જીવનપર્યંત તેમના ધ્યેયની નજીક આવી શકતા નથી. ઇશ્વરકૃપા માનો, સાધુની આશિષ માનો, દરેક પ્રકારના ધર્મ જાતે પુણ્યના ઉદયને સહાયભુત માનો, તો પણ જાતિય મહેનત અને ધ્યેય સાધ્ય થવાની દિશામાં શુદ્ધ મનથી, એક વૃત્તિથી, ખરા દીલથી આગ્રહપુર્વક વિત્ત સંગ્રહના લક્ષ ઉપર અચળ રહેતા નથી: તેઓ અંતે દુઃખી અને દરિદ્રીમય જીવન ગાળે છે. એક દુઃખ દવીત દરિદ્રીનો દાખલો લઇએ. તે કુટુમ્બ પરિવારથી સંપૂર્ણ રીતે ઘેરાયલો છે. ઘરના નાના બાળકો અન્નવસ્ત્ર વિના હેરાન છે. મૂળ પુરૂષને પોતાની સ્થિતિનો ખ્યાલ છે અને અનુભવે છે. દૈવી મદદથી પોતાનું જીવન સુખના સાગરમય બનશે એવી આશામાં જીવન વ્યતિત કરે છે. કર્મવશાત્ તે કામે લાગે છે. એક દિલથી તે નોકર તરીકેની ફરજ અદા કરતો નથી. આંતરવૃત્તિ શેઠને થાપ આપી તિજોરીનું તળીયું સાફ કરવા તરફ દોડે છે. પરિણામે તે તેમાં ફળીભૂત થઈ કારાગ્રહવાસી બને છે. તેના બાલબચ્ચાંઓને અને ગૃહિણીને વધુ દુઃખી અને દરિદ્રામય જીવન વ્યતિત કરવું પડે છે. તે પોતે પણ સુખના સાગરની લહરીઓમાં જીવન વ્યતિત કરતા નથી. પરિણામે તે પોતે સમજે છે કે "સુખ આળસમય જીવન વ્યતિત કરવાથી પ્રાપ્ત થતું નથી." ફરીને સંસારમાં રહી શુદ્ધ દાનતથી–એક નિષ્ઠાથી–પ્રામાણિકપણે તે જીવન વ્યતિત

કરવા હામ ભીડે છે. દૈવ તેની વૃત્તિમાં સાનુકૂળ બને છે, શેઠની કૃપા થાય છે, ધંધા ઉદ્યોગમાં તેની બુદ્ધિ તેને મદદરૂપ બને છે. તેની પ્રામાણિકતા, તેની નિષ્ઠા, તેની એકમાર્ગીય સેવાથી શેઠનું દીલ ખેંચાય છે. સારો નફો થયાથી પેઢીમાં તે ભાગીદાર બને છે અને અંતે તે સુખી, સુધામય જીવન વ્યતિત કરે છે, અને જાતે તેના કુટુંબ પરિવારને અને તેની સાથે પ્રસંગમાં આવનાર દરેક પ્રકારના જનસમુહનું કલ્યાણ ધ્યાનમાં રાખી સુખી અને સુધામય જીવન વ્યતિત કરે છે.

એક ધનાઢ્ય બાગબગીચા, લાડી, ગાડી, વાડી, મોટરકાર યા દુનિયાની દેખીતી નજરથી સર્વ વાતે સુખી જીવન વ્યતિત કરે છે.

ફક્ત ખામી એટલીજ છે કે તેમનાથી ખવાતું નથી, ખાધેલું હજમ થતું નથી, પરિણામે રાત્રે નિદ્રા પણ આવતી નથી. દિવસો, અઠવાડિયા અને મહિનાના ઉજાગરા વેઠીને તેમની શારીરિક પ્રકૃતિ ઠીક રહેતી નથી. ડૉકટરો, વૈદો, હકીમો, ઓલીયાઓ દવા ઉપર દવા આપી શેઠના ઉદરને આયુર્વેદિક ઔષધાલય બનાવે છે. આરામ અને શારીરિક સુખ સ્વપ્ને પણ તેમને મળતું નથી. તેઓ સાધુસન્તો, મજુરો, તેમના નોકર ચાકરો, સુખી અને આરોગ્ય જીવન ગાળે છે તે નજરે જુએ છે. ઇશ્વરને વિનવી વિનવીને કહે છે કે આ ધન વૈભવ કરતાં મને આરોગ્ય જીવન આપશો તો તમારો ઉપકૃત થઈશ. ઇશ્વરની પ્રતિમાનો સાક્ષાત્કાર દેવ જે મનુષ્ય અને જે સુખી અને નિરોગી જીવન વ્યતિત કરે છે તે નોકર ચાકર સુખી અને આરોગ્યમય જીવન કુદરતના કયા સંજોગોની સાહાય્યથી વ્યતિત કરે છે તેનું નિરીક્ષણ તે કરી શકતો નથી. સાદો ખોરાક, શારીરિક મહેનત અને એશઆરામથી રહિત જીવન એના નોકરો ગાળે છે અને તેના પરિણામે તેઓ સુખી અને આરોગ્યમય જીવમ વ્યતિત કરે છે એમ જાણવા છતાં તેનો જીવ્હા સ્વાદ જતો નથી. ગાદી તકીયા મુકાતા નથી. પગનાં તળીયાં ઘસવાને બદલે મોટરકારના ટાયરો હજારો માઇલની મુસાફરીથી ઘસાઈ જાય છે તો પણ પગે ચાલીને શરીરને કસરત આપી નિર્મળ હવા અને શારીરિક મહેનત લેવાને અનિચ્છા બતાવે છે. આવા શ્રીમન્તો આરોગ્યમય જીવન વ્યતિત કરે જ નહિં. તેઓ દરેક પ્રકારના સુખી ને વૈભવશાળી જીવન વ્યતિત કરનારા લાગે તોપણ તેઓ પોતાના અંતરમાં સમજે છે કે તેઓ સુખી અને સુધામય જીવન ભોગવતા નથી.

હુન્નર ઉદ્યોગના સંયોગોમાં મહેનત મજુરી કરનારાઓ કારખાનામાં સંચા ફેરવી જીવન વ્યતિત કરનારાઓના જીવનમાં આધુનિક સમયમાં નવિન તત્વ ઉત્પન્ન થયું છે. ઉચ્ચ શ્રેણીની કર્ત્તવ્યપરાયણતા સમજી શેઠ અને મજુરના વ્યાજબી હકોનું સંરક્ષણ કરી હુન્નર ઉદ્યોગ અને કારખાનાની વૃદ્ધિ કરનારા શેઠીયાઓ દિનપ્રતિદિન ઉન્નત અવસ્થામાં આગળ આવે છે. એટલુંજ નહિ પણ તેઓ સાધારણ જનસમાજને ભરણપોષણ પૂરૂં પાડવાને અનેક ઉદ્યોગસ્થાનો ખોલે છે અને નીતિમય, એકનિષ્ઠાવાળા ઉદ્યોગી અને આરોગ્યમય જીવન વ્યતિત કરનારાઓના આશ્રયદાતા બને છે. સર્વ શ્રીમાનોની માનસિક પ્રકૃતિ અને વિચારપ્રવાહ એક સરખા હોતા નથી. એક ધનાઢ્ય અનેક કારખાનાઓનો માલિક હુન્નર ઉદ્યોગોનો પ્રયોજક અને સંચાલક, ધનવૃદ્ધિના લોભમાં પડી પોતાના કારખાનામાં કામ કરતા મજુરોને અનેક વિધવિધ નવિન તરંગો દિવસ અથવા કલાકના પગારના દંડની યોજના રચીને પેટપૂરતો પગાર આપવાને અખાડા કરે છે. વાર તહેવારોને દિવસે છુટી ન આપતાં પૈસાના-

લોભથી કારીગરોને કનડગત કરવાને ચૂકતો નથી. દરેક રીતે કારીગરોને હેરાન કરી નફો વધારી પોતાની આવકનો વધારો કરવાને ચૂકતો નથી. બોનસ આપવાને વખતે વાયદા ઉપર વાયદા કરી પરિણામે નુકશાન બતાવી કારીગરોને નુકશાનના ખાડામાં ઉતારી પોતાનો ધનસંચય ચાલુ રાખે છે. આ રાક્ષસી વિચારના શ્રીમાન શેઠીયા પરિણામે પોતાના કારીગરોની નારાજી પ્રાપ્ત કરે છે. મહેનતુ એકનિષ્ટ ઉદ્યોગી જીવન વ્યતિત કરનાર મજુર કોમમાં અસંતોષ અને અનીતિમય વિચારો પ્રેરે છે, પરિણામે તે શ્રીમાન પોતાના ધનસંચયના લોભના લીધે તેના વેપારી આંટને નુકશાન કરે છે. મજુરોના દિલને ઉશ્કેરે છે. હડતાલ પડાવે છે, અને તેની મીલોમાં સારા કારીગરો શોધ્યા, મળતા નથી. જેથી તે પોતેજ પોતાના ધનસંચયના લોભને લીધે ધન ખુએ છે. વેપાર નાશ પામે છે, ઇજ્જત અને આંટ તેને છોડી દે છે. આખરે તે પોતાના દુર્દૈવને દોષ દે છે.

આ પ્રમાણે આ અને અનુભવેલા દાખલા આપી સાબીત કરી આપવામાં આવે છે કે માણસ પોતેજ પોતાની મેળે બહારની મદદ સિવાય સુખી અને સુધામય જીવન વ્યતિત કરવાને સમર્થ છે. દૈવને દોષ દેવો, સંજોગોના અભાવથી જીવન એળે જાય છે એમ માની આધુનિક કફોડી સ્થિતિમાં જીવન ગુજારવું એ આપણા આંતરમનની નબળાઈ છે. આપણી આધુનિક સારી અથવા માઠી દશાનું મૂળ જોવા જઈશું તો તેના બીજ આપણી વિચાર-ભૂમિમાં પડેલાં છે, એમજ માનવાને વધુ કારણ મળશે. માણસો જ્યાં સુધી પોતાના સુખ દુઃખના પ્રવાહનો આધાર બીજી બાહ્ય વસ્તુના કારણો ઉપર છે એમ માને છે ત્યાં સુધી તેઓ અજ્ઞાનના અંધકારમય ખાડામાં મસ્ત થઇ આંખ મીંચીને પડેલા છે. સુખી અને સુધામય જીવન વ્યતિત કરવાની ઇચ્છાવાળા સજ્જનોએ તેવાજ વિચાર અને વર્તનમાં અડગ ધૈર્ય રાખી સન્માર્ગે ચાલવું જોઇએ, અને તેથીજ તેમના જીવનની દરેક પ્રવૃત્તિઓ આપોઆપ સાનુકૂળ બને છે; અને તેઓ આત્મોન્નતિના માર્ગ તરફ સત્વર પ્રયાણ કરી શકે છે.

માણસોના વિચાર, વર્તન, કર્મ, નશીબ, સંજોગો, ભાવિ વિગેરે અનેક શબ્દ ઘટનાઓ એકમેક ઉપર એવી ખુબીથી અવલંબી રહે છે કે સ્પષ્ટ રીતે દરેક જુદી જુદી ભાવના ઉત્પન્ન કરે છે. પણ સત્ય રીતે તેઓનું આંતરમુખ એકજ છે. વિચાર શ્રેણીનું વહન સન્માર્ગે થવાથી નિર્ભય જીવન આપોઆપ થાય છે. વર્તનથી કર્મ બંધાય છે. કર્મોથી નસીબ અને નસીબથી સંજોગો અને સંજોગોથી ભાવિ બંધાઇ માણસ પોતાનીજ વિચારમાળામાં જીવન વ્યતિત કરતો નજરે પડે છે. ઘણી વખત આપણે પ્રામાણિક, ઉદ્યોગી, મહેનતુ, સદ્વર્તનશાળી, અને પરોપકારી વૃતિવાળા મનુષ્યોને દુઃખી જીવન વ્યતિત કરતા નજરે જોઇએ છીએ. તેથી ઉલટું લુચ્ચા, ઠગ, દગલબાજીપરાયણ ધનમાલ પચાવી પાડનારાઓ, જુગારીઓ વિગેરે અનેક અનીતિમય વર્તનના ભંડારરૂપ માનતા પુરૂષો સુખી અને આરોગી વૈભવશાળી જીવન સંપૂર્ણ આનંદથી ભોગવતા માલુમ પડે છે. આવી ઘટના નજર સમક્ષ આપણે જોઇએ છીએ અને પોકારી પોકારીને કહીએ છીએ કે હે ઇશ્વર ! આ અન્યાય તારે હાથે થાય નહિ. ધર્મીને ઘેર ધાડ ન હોય પણ આવી દેખીતી હાલતના મૂળ સંજોગોમાં શું શું રહસ્ય રહેલું છે ? માણસો બાહ્ય જીવન ઉપરથી આંતરવૃત્તિના મૂળ જાણી શકતા નથી. જેઓને નીતિમય, સદાચારી, ઢોંગી અને દગલબાજીમય જીવન વ્યતિત કરનારા માનીએ છીએ, તેઓ કેટલા પ્રમાણમાં એકમાર્ગી ઉદ્યોગી ધર્મ કાજળથી વિમુખ, પરોપકારી અને શુદ્ધ જીવનુ વ્યતિત કરનારાઓ છે તેની ખબર આપણને પડતી નથી. તેવીજ રીતે બાહ્ય શુદ્ધિ મનાવતા બગ ભકતો પાણીની સપાટી અને

કિનારા ઉપર શુદ્ધ આનંદ મેળવનારા માણસો અને દેડકાંઓનો અદૃષ્ય રીતે ભક્ષ કરી શુદ્ધ સાત્વિક વૃત્તિનો ડોળ કરનારાઓની આત્માવૃત્તિનો ખ્યાલ બીજાઓને ધણોજ ઓછો આવે છે. આવા સંજોગોમાં બાહ્ય દર્શનથી આંતર શુદ્ધ અથવા મલિન છે એમ કહી શકાય નહિ. ટુંકમાં મોગરા, કમળ અને ગુલાબ વાવવાથી મોગરા, કમળ અને ગુલાબના ફુલો માળી મેળવે છે. તે જ પ્રમાણે સદ્‌વિચારી, શુદ્ધ વર્તન અને પરોપકારી જીવનના અંતે માણસો આપોઆપ સુખી, વૈભવી અને સુધામય જીવન દોરવાને ભાગ્યશાળી બને છે.

સદ્‌વિચાર અને નીતિમય જીવનના અંતે સુખી અને સુધામય જીવન વ્યતિત થાય છે. દુષ્ટ વિચાર અને દુરાચારી વર્તનથી માણસ પાપી, દુઃખી અને અધોગતિવાળું જીવન પ્રાપ્ત કરે છે. સદ્‌વિચાર અને નીતિમય જીવનના અંતમાં દુઃખી અને પાપી જીવન કદાપિ ભોગવવું પડતું નથી. જુવાર, ડાંગર અને બાજરી વાવવાથી જાર, ડાંગર અને બાજરી જ લણાય છે. દાળ, તુવેર અને મકાઇની ખેતીમાં ધંતુરો, આકડો, અને બાવળ કદાપિ ઉત્પન્ન થતા નથી. દુનિયાની દૃષ્ટિએ દેખીએ તો કુદરતના નિયમોનું પાલન-યથાર્થ રીતે થાય છે, તેવીજ રીતે માણસે પોતાની માનસિક સૃષ્ટિમાં જે વિચાર બીજની વાવણી કરી હોય તેજ વર્તન રૂપે બહાર આવે છે. સદ્‌વિચારથી સદ્‌વર્તન અને સુખી સુધામય જીવન ભોગવે છે. તેજ પ્રમાણે અનીતિ અને દુરાચારી વિચારને અંગે અનીતિ અને દુઃખી કર્મ આચરે છે. તેના પરિણામે તે દુઃખી અને દુષ્ટ જીવન વ્યતિત કરે છે.

દુઃખી અને દુરાચારી જીવનનું મૂળ અનાયાસે જાણે કે અજાણે સંજોગોથી કે સવિનયી આપણી માનસિક સૃષ્ટિમાં પડેલા વિચારનું પરિબળ છે. જ્યાં સુધી આંતર મનસૃષ્ટિ શુદ્ધ અને સાત્વિક અને કુતરંગોથી નિર્મૂળ બની નથી, ત્યાં સુધી દુઃખી અને અંતે અસંતોષી જીવનના વિચાર પ્રવાહના તોફાની વંટોળીઆ આપણી આંતર માનસિક શાન્તિને ઘેરીને ચિત્તને અસ્થિર બનાવવાને ચૂકતા નથી. જેઓ શુદ્ધ, સાત્વિક, પરોપકારી અને નિરાભિમાની જીવન વ્યતિત કરે છે તેઓથી દુઃખ દૂર નાસતું રહે છે. હમેશાં પ્રભુ સ્મરણમાં મસ્ત બની પ્રફુલ્લિત વદનથી મનુષ્ય માત્રનું ભલું કરવાની તત્પરતા રાખી જીવન વ્યતિત કરનારાઓ સુધામય જીવનનું પાન દરેક ક્ષણે ક્ષણે કરે છે. દૈવી કૃપાનાં બીજ કુદરતની દરેક કૃતિમાં તેઓ સ્પષ્ટ રીતે જુએ છે. દરેક જીવ અને તેના સંજોગોથી ઉત્પન્ન થતી સ્થિતિના અનુભવો તેને દૈવી વિભૂતિઓ દેખાય છે. સર્વને નમન કરી પોતાના સુધામય જીવનથી દુઃખી અને દરિદ્રી જીવન વ્યતિત કરનારા માણસોની વિચારભૂમિ ઉપર તેઓ નુતન સવિચારરૂપી બીજનું સિંચન કરે છે. પરિણામે દુઃખી માણસના હૃદયમંદિરમાં આપોઆપ નવીન પ્રકાશ પાડે છે, અને તે દૈવી જીવન વ્યતિત કરવાને ઉત્તેજાય છે.

માણસની માનસિક સૃષ્ટિને દોરાવનાર કોઇ ખરાબમાં ખરાબ વસ્તુ હોય તો તે સુસ્તી અને એશઆરામ છે. દુઃખી, દરિદ્રી, અનીતિ અને દુરાચારી જીવનનું મૂળ ઉંડા ઉતરી જોઇશું તો સુસ્તી અને એશઆરામ સિવાય બીજું માલુમ પડશે નહિ. સુખી, નિરોગી, વૈભવશાળી, પરોપકારી, સદ્‌વર્તન અને નીતિમય જીવન આંતર મનોવૃત્તિ શુદ્ધ, સાત્વિક ને નિર્મળ હોવાને પરિણામેજ અનુભવાય છે. જેઓનું આંતરજીવન અને બાહ્યજીવન જેટલા પ્રમાણમાં ઓતપ્રોત થતું નથી તેટલાજ પ્રમાણમાં તેઓ વિક્ષેપી દુઃખી જીવન અનુભવી સાત્વિક જીવનના અનાધિકારી બને છે. માણસ જ્યાં સુધી પોતાના દૈવ અગે ભાવિને દોષ દેતો અટકતો નથી અને તેની આંતરવૃત્તિની જડતી લેતો નથી ત્યાં સુધી તે દુઃખી અને અસંતોષી જીવન વ્યતિત કરે છે. જ્યારે જ્યારે તેઓ પોતાની આંતરવૃત્તિની નાડ તપાસવા

બેસે છે, ત્યારે ત્યારે તેઓ પોતાને પડતા દુઃખોનું મૂળ જુએ છે. જેમ જેમ તે પોતાના વિચારનું બળ બાંધે છે, અને આંતરવૃત્તિને રોકીને સન્માર્ગે પ્રભુમય વૃત્તિ તરફ શુદ્ધ વિચારથી દોરતો જાય છે, તે તે પ્રમાણે તે દુનિયાની આબાદીમાં અગાઠી પડતો જાય છે. કુદરતના કાયદાઓ અચળ, દૃઢ અને એક સરખા છે. રાજા અને રંક ઉભય ઉપર તે સમાન સત્તા ભોગવે છે. સૂર્યની માફક એક સરખો પ્રકાશ સર્વને આપે છે. આધ્યાત્મિક સૃષ્ટિના દરેકે દરેક પ્રકારના પુષ્પોની પરાગના ભોગી બનવાને દરેક માનવી સ્વતંત્ર છે. ફક્ત તેને તેની વિચારશ્રેણી નિર્મળ બનાવવાની જરૂર છે, માધુર્ય જીવન વ્યતિત કરવાની જરૂર છે. જેમ જેમ તેની વિચારભૂમિ નિર્મળ બને છે તેમ તેમ તે શુદ્ધ વર્તનશાળી બને છે. સાધુ અને ફિરસ્તાઓની ખુબીઓના ભંડારરૂપ તેઓ આપોઆપ બને છે. કહેવાતા ધન, દોલત, મોહ, માયા તેને અડકી શકતાં નથી. તે તેનાથી પર રહે છે. કમળવત જીવન તે દુનિયાની સૃષ્ટિમાં ગુજારે છે. અગાધ મીઠા જળના મધ્યમાંથી ઉત્પન્ન થતા ખીલતા રંગબેરંગી કમળો આપોઆપ દૈવી કૃપાથી ખીલે છે. ભ્રમરો તે તરફ સુવાસથી આકર્ષાય છે. જળબિન્દુ તેને સ્પર્શી શકતાં નથી. તેજ પ્રમાણે આ ભવસાગરમાં સાધુસન્તો, સદ્દગુરૂઓ, બાવાઓ, પીરો દુઃખી દુનિયામાં જળકમળવત્ સુધામય જીવન વ્યતિત કરે છે. તેઓ દુનિયાના ત્રિવિધ તાપથી પીડાયલા ભ્રમરોને પોતાની ગોદમાં અપૂર્વ આનંદ અને સુવાસની લહરીમાં સુધામય જીવનના અલૌકિક સુખનો અપૂર્વ લાભ આપે છે. સુવિચારની માળાનો જપ કરવાથી માણસો પોતેજ પુષ્પસમાન નિર્દોષભાવ ઉત્પન્ન કરે છે. તેઓ માયાળુ અને આનંદી બને છે. આંતર હૃદયમાં રહેલા સ્નેહ અને દયાના કિરણોનો પ્રકાશ આપોઆપ તેઓ સૂર્ય પ્રકાશ સમાન્, જનસમાજના સમુહમાં ફેલાવે છે. પરોપકારી વિચાર માયાથી તેઓ શુદ્ધ સાત્વિક વર્તનશાળી બને છે. દયાના અખુટ ભંડારરૂપ મનાય છે. આત્મવિશ્વાસ, હિંમત, તપ, નિયમ અને સંયમથી તેઓ સાધારણ જનસમાજને અજાયબીમાં નાંખી આશ્ચર્ય પમાડે તેવા અલૌકિક પરોપકારી કામો તેમની ઇચ્છાબળથી કરવાને તેઓ સમથ બને છે. સતત્ પ્રભુમય પ્રેમી જીવનને અંતે તેઓને હાથે લોકોપકારક કામો આપોઆપ થાય છે. તેઓ જાતે નિરોગી છે, એટલુંજ નહિ પણ તેમના વચન માત્રથી અસાધ્ય રોગથી પીડિત મનુષ્યો સુખી આનંદી અને તંદુરસ્તીમય જીવન ભોગવી સન્માર્ગે આપોઆપ વળે છે. નમ્ર, માયાળુ અને પ્રેમાળવૃત્તિથી તેઓ સાધારણ જનસમાજના દેખીતા દોષો તરફ ક્ષમા ધારણ કરી તેમને સન્માર્ગે વાળવાને અચળ પરિશ્રમ ઉઠાવે છે. તેમને હાથે યોજાયલા અને પાર પડેલા સતકર્મોને તેઓ ક્ષણમાત્રમાં ભુલી જઈ જનસમાજના કલ્યાણાર્થે અનેક નવીન કામો યોજે છે, અને સુખી સુધામય કલ્યાણકારક જીવન ઈશ્વરના મહિમાનો ગાન કરતાં ગુજારે છે.

કુદરત કહો, દૈવ કહો કે ઈશ્વર કહો, રામ કહો કે રહેમાન કહો, નર કહો કે નારાયણના નામધ્યાનમાં મસ્ત બની તમારી આંતર નેમના ઉંડાણમાં એકજ અવાજે પોકારી જે શુભ નામ એક ધ્વનિ રમણિય, સ્મરણિય અને અખંડ આનંદના જ્યોતના મૂળ સ્વરૂપે આવે તે કહો, ગમે તે કહો અને સન્માર્ગે, સાચે માર્ગે, પરોપકારી કલ્યાણ માર્ગે ચાલવાનો નિશ્ચય કરો; વર્તવાની પહેલ કરો અને તમોને તેજ સન્માર્ગે દોરવાને દુનિયાના ફિરસ્તાઓ તમારા નેતાઓ બની તમને અંધકારરૂપી અજ્ઞાનમાંથી સતમાર્ગે ઉપર ચડાવી અખંડ આનંદમય જ્યોતનો સાક્ષાત્કાર કરાવશે, અને સુધામય જીવનનો અનુભવ તમો આપોઆપ કરશો. અસ્તુ.

# ઉન્નતિ.

તદાકાર વૃત્તિ માણુસોને ઉન્નતિના શિખર ઉપર ચઢવાને સહાયભૂત બને છે. જેમ જેમ માણુસો કર્ત્તવ્યપરાયણતામાં અગાડી વધતા જાય છે તેમ તેમ તેઓ પોતાના ધ્યેયની નજીક આવતા જાય છે. ચિત્રકારો જ્યાં સુધી તેમની વિચાર સૃષ્ટિમાં આલેખાયેલા ચિત્રોનો આકાર પીંછી અને રંગદ્વારા મીણ કાપડ ઉપર ચિતરવાને તત્પર બનતા નથી ત્યાં સુધી તેઓ પોતાના ધ્યેયને તેમની સમક્ષ ચિત્રાકારે લાવી શકતા નથી. લેખકો અનેક વિચારોના તરંગોને પવનના સપાટાથી ઉછળતા સમુદ્ર જળના મોજાની માફક હવામાં ઉછાળી રાખી અને તે તરંગોનો પ્રવાહ એક નિર્દિષ્ટ માર્ગ તરફ ન વાળે ત્યાં સુધી તેઓ તેમના વિચારનું બળ સમુદ્રમાં પડતા મેઘજળ સમાન નકામું છે. સદ્‌વિચારોની ભાવનાના સ્ફુરણને અંતે સજ્જનોએ મક્કમપણે સદ્‌વર્તનમાં પોતાના મનને જોડી આગળ વધવાનો સતત્ પ્રયાસ આદરવો જોઇએ. વિચાર અને વર્તનનું સંલગ્ન થતું નથી ત્યાંસુધી માણસો અગાડી વધી શકતા નથી. આત્મોન્નતિના શિખર ઉપર આક્રમણ કરનાર મુમુક્ષોઓના વિચાર અને વર્તન સમાન હોય છે. તેઓ વિચારના સારા અને માઠા પરિણામોનો વિવેકબુદ્ધિથી તોલ બાંધી વર્તનમાં મુકવાને તત્પર બને છે, જેમ જેમ વિઘ્નો તેમના કામમાં આડા આવે તેમ તેમ તેઓ તેમના વિચાર સદ્‌વર્તન અને ઇચ્છિત પરિણામના આશાબળે દ્રઢાગ્રહી થઇ આગળ વધે છે. તેમના હૃદયબળ આગળ વિઘ્નો તેમને અંતરાયરૂપ બનતા નથી. જેમ જેમ વિઘ્નો વધતા જાય છે તેમ તેમ તેમના હૃદયબળનો જુસ્સો અપૂર્વ બનતો જાય છે; પરિણામે તેઓ ઇચ્છિતબળની પ્રાપ્તિ કરી ઉન્નત પરિણામના રાગી બને છે. દુર્ભાગ્યવશાત્ માણસો તેમના તરંગી વિચારોના ગુલામ બને છે. મનમાં આપોઆપ પરિણામદર્શક બનશે તેનો વિવેકબુદ્ધિથી નિર્ણય કરવાને ઘણા માણસો વિચારના પ્રવાહને સમુદ્રના તરંગો માફક નિરર્થક ઉછાળા મારવા દે છે. ગમે તેવા વિષયોને વિચારબળ આપવું એ દુર્ગુણની નિશાની છે. જેઓ ઉન્નતદશાના માર્ગના અવલંબી છે તેઓએ તેમના વિચારોને અસદ્‌માર્ગે જતાં રોકી પોતાના ધારેલા ઇષ્ટબિન્દુ તરફ વારંવાર વાળવાનો સતત્ પ્રયત્ન આગ્રહપૂર્વક કરવો જોઇએ. જેઓ જીવનની નૌકાથી આ સંસાર સમુદ્રમાં તરવાને ધ્યેયથી દુર્લક્ષ રહે છે તેઓને જીવનના અંતે નાસી-પાસી, નિરાશા અને અનેક ખડકો અને તોફાનોની ઉપાધિમાંથી પસાર થઈ અનેક પ્રકારનું દુઃખી જીવન ગુજારવું પડે છે. આથી તેમના જીવનની અવધિ નથી. વારંવાર જન્મમરણના ચક્રમાં આવી વખતોવખત પોતાના જીવનની હાનિ સ્વહસ્તે કરે છે. ઘંટીમાં દળાતા દાણાની માફક તેઓ કચરાઇ જઇ આટારૂપે ચાકમાં આવે છે. તેઓ અનેક ઉપાધિ, ફીકર, દુઃખની જંજાળથી અસંતુષ્ટ જીવન વ્યતિત કરે છે. ભવસાગર તરવાને કિનારાની મર્યાદાથી ધ્યેય બંદરનું દૃષ્ટિબિન્દુ બાંધવામાં આવતું નથી ત્યાં સુધી તેઓ વારંવાર ભવાટવિમાં અથડાઈ લક્ષચોરાસીના વમળમાં પડી અનેક પ્રકારના દુઃખી જીવન વ્યતિત કરે છે.

માણસોએ વિદ્યાભ્યાસના અંતે મનુષ્યતા પ્રાપ્ત કરીને પોતાના જીવનનું ધ્યેય બાંધવું જોઇએ. જ્યાં સુધી તેઓ પોતાના જીવનની દૃષ્ટિમર્યાદા અંકિત કરતા નથી ત્યાં સુધી તેઓ મનુષ્યતા પ્રાપ્ત કર્યા છતાં પણ ઇચ્છિત ફળની પ્રાપ્તિ કરી જીવનનૌકાને સુખરૂપ કિનારા ઉપર હલેસી શકતા નથી. મનુષ્ય માત્રમાં સંસ્કારથી બંધાયેલી પ્રેરણા બુદ્ધિ રહેલી છે, જેથી પૂર્વના સંચિત પ્રમાણે તેઓ તેમનું જીવન પોતાના ધ્યેય તરફ આપોઆપ વાળે

છે. વિદ્યાર્થી અવસ્થાને અંતે માણસો પુરૂષાર્થ કરવામાં તત્પર બની જીવનનૌકા ઉપર સ્વાર થઈ દુનિયાની સપાટી ઉપર સ્વતંત્ર જીવન વ્યતિત કરવાને પ્રેરાય છે. વર્ણાશ્રમના ધર્મો પ્રમાણે ઋષિ મુનિઓના પુત્રો આધ્યાત્મિક દષ્ટિને ધ્યેયરૂપ માની વિદ્યાભ્યાસ અગાડી વધારી મુમુક્ષુઓને સન્માર્ગે દોરી જીવન પ્રવાહમાં તરવાને સદ્‌બુદ્ધિની નૌકા આપી અનેક આશિર્વાદને અંતે સંસારયાત્રામાં સફળતા ઇચ્છતા ક્ષત્રિય પુત્રોને યુદ્ધવિદ્યા, રાજનીતિ, સામ્રાજ્ય પદ્ધતિ વિગેરે વિષયોના જ્ઞાનનું દાન આપી તેઓ પોતાનું ધ્યેય તે તરફ રાખી શૌર્યવાન જીવન વ્યતિત કરતા. વૈશ્યો વેપાર તરફ પોતાનું ધ્યેય રાખી આગળ વધતા અને શુદ્રો જનસમાજની સેવામાં ધ્યેય રાખી ઇશ્વરભજનમાં જીવન વ્યતિત કરી દેહની સાર્થકતા માનતા. આધુનિક સમયમાં શિક્ષિત મનુષ્યો વિદ્યાભ્યાસને અંતે આંતરજ્ઞાનના પ્રકાશથી પોતાના ધ્યેયની દષ્ટિમર્યાદા બાંધે છે અને તે તરફ જીવન-નૌકાને દોરી મનુષ્યો જન્મની સાર્થકતા માને છે.

ધ્યેયના પ્રકાર ગમે તેવા હોય, આપણું દષ્ટિબિન્દુ જનસમાજની સેવામાં હોય, વેપાર વાણિજ્યની વૃદ્ધિ કરવામાં હોય, ધન ઉપાર્જિત કરી તેનો સંગ્રહ કરવામાં હોય, પરદેશગમન કરી જીવન વ્યતિત કરવામાં હોય, ધારાશાસ્ત્રી થઈ દેશસેવા કરવામાં હોય કે ભગવાં વસ્ત્ર પહેરી ઇશ્વરના મહિમાનાં ગાનમાં મસ્ત બની દુનિયા પર વસતા મનુષ્યોના હૃદયોમાં ક્ષણિક જીવન જ્યોતનો પ્રકાશ પ્રભુદર્શન કરવાને વિનવાના ભેખ લેવામાં હોય, ગમે તે પ્રકારના આંતર-જ્ઞાનના પ્રભાવે આપણે આપણું દષ્ટિબિન્દુ બાંધીએ તો પણ તે તરફ પ્રયાણ કરીને જીવનની સાથકતા તરપ લક્ષ રાખવું પડે છે. આપણા ધ્યેય તરફ જતાં અનેક અડચણો, ઉપાધિઓ, વ્યાધિઓ, આધિઓ, સંકડામણો, ગુંચવણો આવે તોપણ ધ્યેયને ન છોડી દેતાં તે તરફ વધવાને જે બળ આવે છે તે અપૂર્વ છે. તેનાથી આપણામાં અલૌકિક જુસ્સો ઉત્પન્ન થાય છે, તેજ બળ આપણું જીવન બળ બને છે. આ જીવનબળની વૃદ્ધિ જેમ જેમ આપણામાં થાય છે તેમ તેમ આપણે ઉન્નત અવસ્થા પ્રાપ્ત કરવાને વધુ બલિષ્ટ અને સત્તાવાન બનીએ છીએ. એક ચિત્તથી, એકજ ધ્યેયથી, એકાગ્ર વૃત્તિથી અનેક અંતરાયોનું ઉલ્લંઘન કરી જેમ જેમ યશસ્વી બની આગળ વધાય છે તેમ તેમ આપણે આપણા દષ્ટિબિન્દુ સમક્ષ આવી અલૌકિક આનંદ અનુભવીએ છીએ. આ આનંદની અવધિ છે; તેની તુલના નથી. કંજુસને ધન, રોગીને આરોગ્ય, ક્ષુધીતને અન્ન, તૃષાતુરને જલ, યાચકને કર્ણ સમાન દાતા, સંસ્કારી શિષ્યોને સદ્‌ગુરૂઓ, અર્જુનને કૃષ્ણ, જે આનંદ ઉત્પન્ન થાય તે વર્ણવ્યો ન જાય. પણ માણસને તેના ધ્યેયની પ્રાપ્તિથી જે આનંદ મળે છે તેની તુલના સાક્ષાત સરસ્વતી દેવી પણ કરવાને સમર્થવાન નથી. અહો ! મનુષ્યો !! અનેક જન્મના અંતે તમોને મનુષ્યત્વ પ્રાપ્ત થયું છે. મનુષ્યમાંથી દેવપદ પામવાને તમો સર્વથા લાયક છો. એક ક્ષણપર્યંત તમો તમારૂં લક્ષ્યબિંદુ નિરંજન, નિરાકાર, સર્વવ્યાપી, જગદીશ્વર, જગદાધાર, પરમકૃપાળુ, પરમાત્મા તરફ રાખો. એક ક્ષણપર્યંત પણ તેનું ધ્યાન એક નિષ્ઠાથી કરો. આ પ્રકારના સતત્ ધ્યેયના અભ્યાસે તમો તમારૂં જીવન ઉન્નત બનાવશો, તમારૂં પોતાનું કલ્યાણ સાધશો એટલુંજ નહિ પણ તમે તમારી ન્યાત, જાત, ગામ, દેશ અને ટુંકમાં સર્વ પ્રાણીમાત્રનું ભલું તમારી ઇચ્છા માત્રથી તમો સાધી શકશો.

જેઓ પોતાનું દષ્ટિબિન્દુ સાધી શકતા નથી, જેઓ મતવાદી હોય અને કોઇપણ પ્રકારના ઇશ્વરીસૂત્રને રાખી શકતા નથી, જેઓ પોતાના રોજીધંધાને અંગે કરાતા ઉદ્યોગને અંતે

તે થતા કાર્યોને ધર્મજ માને, જેઓ ઇશ્વરી સત્તાનો સંપૂર્ણ રીતે ઇનકાર કરતા હોય, કુદરત અને તેની સર્જત એ એક અમુક રસાયણશાસ્ત્રના સૂત્રાધારે બનતા નિયમિન બનાવો માનતાજ હોય; જેઓ સૂર્ય, ચંદ્ર, તારા, અનેક બ્રહ્માંડોનો પેદા કરનાર ઇશ્વર છે અને તેની સત્તાથી દિન રાત, ટાઢ, તાપ, વરસાદ, ધન, ધાન્ય, પશુ, પ્રાણી અને મનુષ્ય સૃષ્ટિ ઉપર જીવન વ્યતિત કરે છે એ સૂત્રનો સર્વથા અનાદર કરવાવાળા હોય, જેઓ પોતાની બુદ્ધિથી સમજી શકે તેવી ચીજોની હયાતિનો સ્વીકાર કરવામાંજ જીવનનો ઉદ્ધાર સમજે છે, જેઓ અનીશ્વરવાદી છે, અને માણસજ પૃથ્વી ઉપર સામ્રાજ્ય ધરાવી શકે છે અને ઇશ્વરી સત્તાનો ચોવીસે કલાક અનાદર કરવાવાળા છે. આ અને આવા અનેક ટુંકી દૃષ્ટિથી ઇશ્વરી દયા અને મહિમાની તુલના ન કરનારા મનુષ્યો હોય તોપણ તેઓ પોતાના કાર્યો ખંતથી, એક દૃષ્ટિથી, એકજ ધ્યેયથી, ખોડખાંપણથી રહિત, શુદ્ધ રહિત, ચિત્તની એક વૃત્તિથી આંતરવૃત્તિનો નિરોધ કરી પોતાના મનની એકાગ્રહ વૃત્તિનો અને લક્ષ્યપૂર્વક કરવાના નિયમોનું પાલન કરે તોપણ તેઓ સ્વજીવનને સન્માર્ગે દોરે અને ઉન્નતિ પ્રાપ્ત કરવાને સમર્થવાન બને છે.

કીડીઓ પોતાની ખંત, મહેનત, ઉદ્યોગપરાયણતા અને સતત્ સંગ્રહ કરવાના ધ્યેયથી અનાજ અને રેતીના કુંજરો બનાવે છે. નાના નિર્મળ નીરોના ઝરાઓ, વહેણો એકત્રિત થઇ પાણીના ધોધરૂપે પર્વતમાંથી બહાર આવે છે. તેની નદ–નદીઓ, સરોવરો, નહેરો બંધાઇ અગાધ સમુદ્રની ગોદમાં અદૃશ્ય થઇ જાય છે. એક નાની ક્ષણપર્યંત પ્રકાશ આપનારી અગ્નિ રથના ધુમાડીઆમાંથી બહાર નીકળતી અંગારીની તણખી ઘાસની ગંજીને પોતાના સમાન અગ્નિરૂપ એક ક્ષણ માત્રમાં બનાવી દે છે. નિર્બળ મનુષ્યો ખાનપાનના નિયમોનું પાલન કરી શરીર બળ વધારવાની ઇચ્છા ધરાવી તે તરફ ખંતથી તનને કેળવવાની મહેનત લે છે તો તેઓ બલિષ્ટ બની પોતાની છાતી ઉપર હાથીઓને ઉભા રાખવાને સમર્થ બને છે. આ પ્રમાણે મનોબળ જેમનું નિર્બળ હોય છે, જેઓ મનની એકાગ્રવૃત્તિ લાંબો વખત ટકાવી શકતા નથી, ધ્યેયની દૃષ્ટિમર્યાદા વિંધ્યા સિવાય મનરૂપી ઘોડા ઉપર સ્વાર થઇ અસદ્-વિચારરૂપી ખોડખાંપણ પહાડો ટેકરાઓ ઉપર સદા સર્વદા ભ્રમણ કરે છે, તેઓ અથવા પાપી વૃત્તિવાળા મનુષ્યો પણ ધ્યેય બાંધી અર્ધ ક્ષણપર્યંત, પોતાના મનની વૃત્તિનો નિષેધ કરતા એકાગ્રવૃત્તિનો અભ્યાસ, દિનપરદિન અગાડી વધારે છે તો સમયને અંતે તેમના મન અને તેની ચંચલતા ઉપર અપૂર્વ કાબુ મેળવે છે. મનરૂપી ઘોડા ઉપર સ્વાર થઇ તેઓ તેને સન્માર્ગે દોરે છે તેને અંતમાં વિજયી થઇ ઇશ્વરી સન્માર્ગ ઉપર મુસાફરી કરી જીવનના અંતે ઉન્નત દશા પ્રાપ્ત કરે છે.

જીવનના ઉદ્દેશમાં મનને ભમતું અટકાવવાની આવશ્યકતા છે. મન ઉપર કાબુ મેળવવાને અપૂર્વ અને સતત્ પ્રયાસ કરવાની જરૂર છે. મનરૂપી ઘોડાને સદ્‌વિચારરૂપી પદનું પાન કરાવવું જોઇએ. મનની સ્થિતિ મીણબત્તી દીવાની પવનના સપાટાથી બનતી સ્થિતિ સમાન છે. હવામાં દીવો સ્થિર રહી શકતો નથી. તે પ્રમાણે પામર મનુષ્યોનું મન પણ દુનિયાની વૃત્તિમાં ડોલાયમાન બને છે, પ્રભુ પ્રેમમાં સ્થિર થઇ શકતું નથી. આ મનને મારવાને તેની તૃષ્ણાવૃત્તિના અંકુરો ફુટતાજ દાબી દેવામાં, તેને અનેક દિશામાં વહન કરતા અટકાવવામાં, કામ, ક્રોધ, મોહ, માયા અને ઇંદ્રિયદ્વારા લાલસાની ખાણમાં પડતા રોકવામાં મુમુક્ષુઓએ કુશળ રહેવું જોઇએ. તેઓએ દેહની શુદ્ધિ રાખી ચિત્તને પ્રભુવૃત્તિમાં પ્રેરી મનને સદ્‌વર્તનના કાર્યો કરવામાં યોજી ઉન્નત માર્ગે વાળવાનો પ્રયાસ કરવો જોઇએ. મન રોકવામાં ગમે તેટલા નિર્બળ હશો તોપણ તમો મન ઉપર અપૂર્વ વિજય મેળવી ઉન્નતિના શિખર ઉપર આક્રમણ કરી શકશો.

મન ઉપર કાબુ મેળવતા આપણે આપણા ધ્યેય ઉપર દૃષ્ટિબિન્દુ રાખવું જોઇએ. જીવનનું ધ્યેય સદ્‌કાર્યો કરી જન સમાજનું કલ્યાણ કરવામાં હોય, કુટુમ્બસેવા કરવા તરફ હોય, દેશ માટે જીવનનું બલિદાન કરવામાં હોય, ધન ઉપાર્જિત કરવામાં હોય, આત્મોન્નતિ સિદ્ધ કરી જન્મમરણના ફેરામાંથી બચી ઉન્નતિ પ્રાપ્ત કરવામાં હોય, યોગાભ્યાસ વધારવામાં હોય કે ગમે તે દિશા તરફ તમારા મનરૂપી સુકાનને દઢતાથી વળગી રહી હાથથી હલેસા મારી તમારા પ્રયત્નમાં તમો સતત્ આગ્રહી રહેશો તો તમો તમારા ઇચ્છિત બંદરે પહોંચી અનુપમ શાન્તિના ભોગી બનશો. મનરૂપી સુકાનને તમે જેમ જેમ ઢીલું મુકી એક અથવા બીજી દિશામાં તમો તેને વળવા દેશો તો તમારી હલેસા મારવાની મહેનત વ્યર્થ જશે. ઇચ્છિત બંદરે પહોંચાડશે નહિ, અને પરિણામે સમુદ્ર તરંગોના ઉછાળા વચ્ચે તમારી જીવનનૌકાનો નાશ થશે. તમો અમુલ્ય મનુષ્યરૂપી દેહને એળે ગુમાવશો.

મનની એકાગ્રવૃત્તિના બળની વૃદ્ધિ કર્યાથી અને જીવનનૌકા માટે ધ્યેયરૂપી બંદરનું નિશાન આંકયા પછી પુરૂષોએ નિર્ભયતાથી સંસાર સાગરમાં પોતાની જીવનનૌકા સન્માર્ગે પુરૂષપ્રયત્નથી હંકારવી જોઇએ. આ પ્રયત્નમાં કટિબદ્ધ થયા પછી નિર્ભયતાનો સ્વીકાર કરી સંદેહ અને શંકાને સ્થાન ન આપતાં પુરૂષપ્રયત્નમાં સતત્ આગ્રહી રહેવું. એકજ ઇચ્છાથી ધ્યેય બંદરે પહોંચવાની તાલાવેલીમાં જીવન વ્યતિત કરવાથી, અનેકાનેક ઉછળતા અને બળવત્તર મોજામાં જોરથી ચાલતી નૌકાને વિવેકબુદ્ધિરૂપી યંત્ર તરફ દૃષ્ટિપાત કરી તોફાનમાં પડતી નૌકાને બચાવી અત્યંત સાવધાનથી તેને હલેસી ધ્યેય બંદર ઉપર લઇ જશો.

નિર્ભયતાને સ્થાન આપવું અને શંકાને ટકવા દેવી નહિં. ભયમાં જીવન વ્યતિત કરનાર માણસો આ દુનિયા ઉપર જન્મ ધરી પુરૂષાર્થના કામો કરી શકયા નથી. મહાન પુરૂષોના જીવનચરિત્રોની સમાલોચના કરશો તો તેમાંથી સહજ વિદિત થશે કે તેઓ નિર્ભય, દઢાગ્રહી અને શંકા રહિત જીવન વ્યતિત કરનારા હતા. બાળ વયમાં રાજ્યમહેલનો ત્યાગ કરી હજારો વર્ષની ધ્રુવની તપ કરવાની ધૈર્યતાથી કોણ આર્ય પુત્ર કે પુત્રી અજ્ઞાત હશે ? પ્રલ્હાદની નિર્ભયતા અને નિરંજન નિરાકાર સર્વવ્યાપી ઈશ્વર ઉપર અપ્રતિમ વિશ્વાસથી તેના આંતર મનની દઢતા, પ્રભુ પ્રેમની વિશુદ્ધતા અને મન અને વિચાર ઉપર અપૂર્વ સામ્રાજ્ય ભોગવનાર નાના બાળકના નામ સ્મરણથી કયા આર્ય પુત્રનું શિર નમ્રતાથી તેની ચરણ-રજમાં મુકવાને નહિ લલચાય ? નિર્ભયતામાં જીવન વ્યતિત કરનારાઓ સિંહો જ વનોનું સામ્રાજ્ય ભોગવવાને અવતરેલા છે. બીક, ધાસ્તી અને ભયમાં જીવન વ્યતિત કરનારા સસલાં અને શિયાળો મનનું સામ્રાજ્ય ભોગવી શકતા નથી. મુમુક્ષુઓને જ્યાં સુધી નિર્મલ અને શંકા રહિત જીવન વ્યતિત કરવાનું પરિબળ હોતું નથી ત્યાં સુધી તેઓ મન ઉપર પોતાનું સામ્રાજ્ય જમાવી શકતા નથી.

આત્મોન્નતિ સાધનારા મુમુક્ષોએ ધ્યેયનું દૃષ્ટિબિન્દુ બાંધી તે ઉપર ધ્યાનની ચોટ લગાવી નિર્ભય પ્રેમના રાગી બનવા આગ્રહપૂર્વક સતત્ પ્રયત્ન ચાલુ રાખવો. આ અભ્યાસના અંતે તેઓ વિચારના પરિબળનું અલૌકિક સામર્થ્ય પ્રાપ્ત કરશે. તેઓનું જીવન સુધામય થતું જશે; ચારિત્ર પ્રભાવશાળી બનશે. તેઓના વચન દુઃખીઓને સુધામય જીવન અને અનુપમ શાન્તિદાયક નિવડશે. તેઓ પોતાની આંતર અને બાહ્ય આપોઆપ તેજની પ્રભા લઇ ચોદિશામાં ફરી નિર્ભયપણે પ્રભુસ્મરણમાં જીવન વ્યતિત કરી અનેક અજ્ઞાનીઓના અંતરમાં પ્રેમની લગનીને ચેતન આપી ઇશ્વરી મહિમાના ગાનમાં ઉન્નતિના શિખર ઉપર આક્રમણ કરશે.

# સાધના.

મુમુક્ષુજનો ! આપણે આપણી સંસારયાત્રા અનેક સંકટોમાં પસાર કરતા હોઇએ, આપણને આપણું જીવન દુઃખી અને દરિદ્રી જણાતું હોય, જાતે રોગી અને અનેક આધિ-ઉપાધિથી ઘેરાએલા હોઇએ, મન ઉપર કાબુ રાખી શકતા ન હોઇએ, કોઇપણ કામ આપણી ઇચ્છા વિરૂદ્ધ બનતાં આપણે સમતોલપણું ગુમાવીને ઉગ્ર મુદ્રા ધારણ કરી સામાના હૃદયને અસહ્ય લાગે તેવા ઉદ્‌ગારો અને વચનોની વૃષ્ટિ વરસાવી રહેતા હોઇએ. આનંદ-પ્રેમ-નૈસર્ગિક શુદ્ધતા સદાચરણનો ખ્યાલ પણ આપણને ન હોય, આપણે આપણા સ્નેહી જનોનો પ્રેમભાવ ગુમાવ્યો હોય, ટુંકમાં આપણને આપણા ઉપર કંટાળો લાગતો હોય અને આપણે જીવન સુધારવાની તીવ્ર ઇચ્છા ધરાવતા હોઇએ તો આપણે આપણા વિચારોને સુધારવાને પ્રયાસ આદરવો જોઇએ. વિચારનો ક્રમ ગોઠવવો જોઇએ એટલે આપણા જીવનનો ક્રમ આપોઆપ ગોઠવાશે. આપણે આપણી માનસિક સૃષ્ટિમાં સદ્‌વિચારરૂપી બીજની વાવણી કરવી જોઇએ. આપણે પ્રેમી, સદ્‌ગુણી, પરોપકારી, પ્રભુ-પરાયણ, ઉદ્યોગી, આનંદી, વિચારોના બીજનું રોપણ આપણી માનસિક સૃષ્ટિમાં કરવું જોઇએ; એટલે આપણા જીવનની આસપાસ સૌન્દર્યપુર સૃષ્ટિ આપોઆપ આપણે સરજાવી શકીશું. સદ્વિચારની વાવણી કરી તે ઉપર ધ્યાનનું સિંચન કરી મન અને ઇન્દ્રિયોની તદાકાર અવસ્થામાં જીવન વ્યતિત કરીશું તો આપણે આપણા ધ્યેયના સાધક આપોઆપ બનીશું. સંક્ષેપમાં જેઓ મન, વાણી અને કર્મની સંપૂર્ણ તદાકાર અવસ્થામાં જીવન વ્યતિત કરશે તેઓ તેમના ધ્યેયના સાધનાર બની શકશે; અને તે જ મુમુક્ષોની સાધનાર અવસ્થા. સંસારયાત્રામાં માણસોને જે જે સુખ અને દુઃખની પ્રાપ્તિ થાય છે, તેના કાર્યવાહકો તેઓ છેજ નહિ. માણસો જેવા જેવા વિચારોના બીજનું રોપણ તેમની માનસિક સૃષ્ટિમાં કરે છે તેવા તેવા કર્મના ભોગી તેઓ સ્વતઃ બને છે. સકલ સૃષ્ટિમાં જ્યાં જ્યાં દૃષ્ટિપાત કરીશું ત્યાં ત્યાં આપણને સૃષ્ટિકર્મના નિયમોનું યથાર્થ પાલન થતું જણાશે. આંબાના ઉપર મહોર આવી ૠતુ અનુસારે અને યથા સમયે આમ્રફળ આપે છે. અમુક સમયે રાયણના ઝાડો ફળીત થાય છે. સરોવરોના નિરનું શોષણ ગ્રીષ્મ ૠતુમાં થાય છે, બરફ પીગળે છે અને તેના વહેણ વધુ બળવત્તર બને છે. સૂર્યનું ઉગવું, ચંદ્રનું શુદમાં ખીલવું અને કૃષ્ણપક્ષમાં ક્ષીણ થવું આ અને આવી અનેક કુદરતની કળાઓની નિયમિતતા એકજ સરખી સમયાનુસાર અને અમુક પ્રકારના નિયમ ધારી છે, એમ સહજ વિદિત થાય છે. કુદરતના કાર્યક્રમમાં એકાએક ઉત્પત્તિ અને નાશના નિયમોને સ્થાન નથી. આજ પ્રમાણે માણસ તેના કર્મ અને તેને અંગે તેને ફળિત થતું સુખ અને દુઃખનો કાર્યવાહક પોતેજ બને છે. સાધકોના મનની નબળાઇ અને વિચારનું મક્કમપણું તેઓના પોતાના મનના બળ ઉપર આધાર રાખે છે. તે પવિત્રતા, સદ્‌વિચાર અથવા અનીતિના માર્ગ ઉપર ભમવાની લાલસાની વૃત્તિ ધારણ કરવાના આધારભૂત તેઓ પોતેજ બને છે. સાધકોને તેમના ગુરૂઓની પવિત્રતા, સિદ્ધિની સત્તા, આત્મજ્ઞાનની પ્રાપ્તિ-ઇશ્વર-આરાધના-દુઃખી, દરિદ્ર, રોગગ્રસ્ત અને અનેક પ્રકારના ત્રિવિધ તાપથી પીડિત જનસમાજના કલ્યાણાર્થે પોતાના જીવનના બળને આપી તેઓને સુખી કર્મવાદી ઇશ્વરપરાયણ

બનાવી ઉચ્ચ કક્ષાએ જીવન દોરવવાને સહાયભુત બનાવવાની શક્તિ કામ લાગતી નથી. તેઓ પોતેજ પોતાની સ્થિતિના કર્ત્તા છે. દુઃખના ભોગી પણ તે જ છે અને સુખના પેદા કરનાર પણ તે જ છે. તેઓને પોતાના પરિબળથી આત્મજ્ઞાનની ઉન્નતિના પગથીઆ ચઢવાના છે. ટુંકમાં સુખ અને દુઃખની પ્રાપ્તિ તેઓના આચરણમાં કે તેઓની આંતરવૃત્તિમાં સમાયેલી છે. આપણે જેવા વિચારના વાવણા કરીશું તેવાજ કામો કરવાને પ્રવૃત્ત થઈશું. જે દિશામાં આપણે આપણા વિચારોને દોરીશું તે જ દિશામાં આપણે આપણા જીવન પ્રવાહના માર્ગદર્શક બનીશું. કુદરતી નિયંત્રિત સૂત્રના આધારે પ્રભુભક્તિમાં જીવન સાર્થકતા માનનારા મુમુક્ષુઓએ સદ્‌વિચારની સતત્ ધારણી કરી, પોતાનો જીવન પ્રવાહ સન્માર્ગે દોરી એકજ ધ્યેય તરફ સદ્‌ગુરૂના ચરણનું ધ્યાન ધરી, તેમાં મગ્ન બની, ધ્યેયનો સાક્ષાત્કાર કરવાને સાધનાનું બળ દિનપરદિન વાપરવું જોઇએ.

સાધનાના બળથી વંચિત રહેલા સાધકો પોતાના ધ્યેય તરફ સત્વર પ્રયાણ કરી શકતા નથી. લાંબી મજલ ઉઠાવવાને જેમ માણસો સર્વ પ્રકારની સામગ્રીની તૈયારી કરે છે તે જ પ્રમાણે આત્મજ્ઞાનના રસ્તા ઉપર મુસાફરી કરવાને સદ્‌વિચાર, સદ્‌વર્તન, ધારણા, ધ્યેય, અને આ સર્વને એકત્રિત બનાવવાને સાધનાના બળના પોષણની જરૂર છે. નિર્બળ મનુષ્યો લાંબી મજલ ઉઠાવી શકતા નથી. મુસાફરીને અંગે સામાનનું વજન કમનસીબે વધારે હોય છે તો તેઓ ત્વરિત મુસાફરી કરી શકતા નથી. અર્ધયાત્રામાં તેઓને નિરાશા મળે છે, અને મુસાફરી અધવચ પડતી મુકવી પડે છે. તેઓ નિરાશ બને છે. આરામ મેળવવાને પોતાના સામાનની ગાંસડી તરફ મીઠી નજરથી જુએ છે. નકામા વાસનામય ભારનો બોજો ઓછો કરે છે. આરોગ્યમય ઔષધિના ઉપચાર કરે છે. આરામ, ધીરજ, ધ્યાન, ધારણાથી તેનામાં નવીન બળ આવે છે. સદ્‌ગુરૂની કૃપાથી તેઓના ચેતનમાં વૃદ્ધિ થાય છે અને પોતાના નિત્યના નિયમોમાં સાધનાના બળનું સિંચન કરી આત્મજ્ઞાનની મુસાફરીમાં આગળ વધવાને તત્પર થાય છે. જેઓએ પોતાની આંતર નબળાઇ ઉપર કાબુ મેળવ્યો છે અને સ્વાર્થી વિચારોને તિલાંજલી આપી છે, તેઓજ આત્મજ્ઞાનની મુસાફરી કરવાને લાયક બને છે. જ્યાં સુધી સાધકો પોતાના ભલાનીજ ઇચ્છા, જાતીય સુખ પ્રાપ્તિ અને જનસમાજના કલ્યાણાર્થે જીવન નહિ દોરવાની વૃત્તિધારક બને છે, ત્યાં સુધી તેઓ પોતાનું શ્રેય સાધી શકતા નથી, તેઓ આંતરમનની નબળાઇ ઉપર સંપૂર્ણ વિજય મેળવી શકતા નથી. પરિણામે સાધનાનું બળ વધારી શકતા નથી, અને અંતમાં આત્મજ્ઞાનની મુસાફરી કરવાને સર્વથા અસમર્થ બને છે. જે જે મહાન પુરૂષો થઇ ગયા છે તેઓની જીવનની ગ્રંથાવલીઓનું અવલોકન કરવાથી સહજ વિદિત થશે કે તેઓએ અંકિત કરેલા ધ્યેય ઉપર તન, મન અને શરીરના આરામને બળના ધ્યાનની વેદી ઉપર બળીદાન આપી સાધનાબળ વધારી ધ્યેય સાધી શકયા છે અને પરિણામે સંસાર સાગરના અસ્ખલિત તરંગોમાં તણાતા મનુષ્યજીવનના તેઓ તારક બની અમરપદને પામ્યા છે. તેઓ કદાચ દેશભકતો હોય, રાજભકતો હોય, લક્ષ્મી ઉપાસકો હોય, ભોગવિલાસમાં મસ્ત હોય, સંગીતપ્રિય હોય, સાહિત્યપ્રેમી હોય, અથવા મન અને ઇંદ્રિયોનો નિગ્રહ કરી એકજ મોત તરફ પોતાનું સર્વ બળ અર્પણ કરી તદાકારવસ્થા પ્રાપ્ત કરનાર હોય તોપણ તેઓ સાધનાનું અપૂર્વ સામર્થ્ય પ્રાપ્ત કર્યા વિના ઉન્નત કક્ષાએ આવી જનસમાજના નેતા થઇ શકતા નથી.

ટુંકમાં એક નેતાનું જીવન સર્વ પ્રકારે સ્વાર્થત્યાગી, સર્વ પ્રકારના સંકટોને સહન કરનારાળું, આશા અને નિરાશા રહિત બની પ્રફુલ્લવદના સહિત જીવન વ્યતિત કરી જનસમાજની સેવામાં પોતાના જીવનની સાર્થકતા માની પોતાનું હિત સાધી શકે છે. તેઓના નામસ્મરણથી જનસમાજ શિષ નમાવી ઇશ્વર સ્મરણમાં તલ્લિન બને છે. મુમુક્ષુજનોએ આવું ઉચ્ચ કોટીનું જીવન પ્રાપ્ત કરવા માટે અપૂર્વ બળ મેળવવાનો સતત્ પ્રયત્ન આદરવો જોઇએ, શંકા અને વહેમને તિલાંજલી આપવી જોઇએ. સદ્દગુરૂના ઉપદેશ ઉપર અપૂર્વ શ્રદ્ધાબળથી સુદ્દઢ થવું જોઇએ અને એજ સમર્થ ગુરૂશિષ્યના જીવનને સન્માર્ગે દોરી પ્રભુના પ્રેમધામમાં શિષ્યની જીવનયાત્રામાં દોરશે. સદ્દગુરૂએ એવી અચળ શ્રદ્ધાને ધારણ કરવી જોઇએ. સદ્દગુરૂએ નિર્દિષ્ટ કરેલા માર્ગ ઉપર નિર્ભય બની પોતાનો અભ્યાસ આગળ વધારવો જોઇએ; ધ્યેય તરફ લક્ષ રાખી મનને તેમાં વારંવાર તલ્લિન બનાવી મનોબળ વધારવાનો આગ્રહપૂર્વક પ્રયત્ન કરવો જોઇએ. સદ્દગુરૂના જીવનનું ધ્યાન કરી પૂર્ણ પવિત્રતામાં મુમુક્ષુ-જનોએ સ્વજીવન દોરવું જોઇએ. મન અને ઇંદ્રિયોનો નિગ્રહ કરવાથી તનની આરોગ્યતા આપોઆપ તમારી ઇચ્છાને આધીન બને છે. અનેક પહેલવાનો–મરદો–રણવીરોએ–પોતાના મન અને ઇંદ્રિયો ઉપર કાબુ રાખી અપૂર્વ બળ પ્રાપ્ત કરી સમાજને હેરત પમાડે તેવાં કામો જન સમાજ સમક્ષ કરી બતાવી પોતાના શરીરબળની સમૃદ્ધિ દર્શાવે છે. સ્ત્રીઓએ પોતાના સુકોમળ કેશથી વજનદાર ગાડાઓનો ભાર બળદની માફક ખેંચી પોતાના બળની અંજલીરૂપે ચમત્કાર કરી બતાવ્યા છે. પુરૂષોએ પોતાની છાતી ઉપર હાથીઓના વજન ઝીલી મુઠીભર હાડકાંની મજબુતાઇ મન અને ઇંદ્રિયોના નિગ્રહથી કેવી ઉચ્ચ કક્ષાએ આવે છે તેના નમુના તરીકે ખેલો કરી જનસમાજની સમક્ષ પોતાના એક અંશ બળની અંજલીનો પ્રકાશ બતાવે છે. જે જે પુરૂષો મન અને ઇંદ્રિયોનો નિગ્રહ કરી શરીરની આરોગ્યતા પ્રાપ્ત કરી પોતાના ધ્યાન ઉપર સાધનાનું બળ વધારવાનો પ્રયાસ કરે છે, તેઓના જીવનની ચમત્કૃત્તિની તો અવધિ છે. તેઓ જનસમાજના નેતા છે; જનસમાજના કલ્યાણના સાધક છે. તેઓએ જનસમાજને ઉન્નત દશાએ લાવવાને પોતાના જીવનની દિક્ષા દીધી છે. તેઓ જનસમાજના શ્રેયના સાધકો છે. તેઓ અનેક દુઃખી, દરિદ્રી અને મનભગ્ન થયેલા જીવનને નવપલ્લવિત બનાવી સુધામય જીવન બનાવનારા છે. તેઓની સંકલ્પ બળની અંજલીથી સુધામય શાન્તિ પ્રસરે છે. સત્યતઃ તેઓજ જનસમાજના ઉદ્ધારક છે, અને તેના ચરણ રજના ઉપાસક મુમુક્ષુઓ આપોઆપ મળી આવે છે. ઇશ્વરની અનેક વિભૂતિઓના સ્વરૂપની એક વિભૂતિના તેઓ સર્વથા વંદનિય છે. મુમુક્ષુજનોએ આવા ઉચ્ચ કોટીના જનસમાજના નેતાના ચરણના ઉપાસક બની તેમના ઉપદેશો તરફ મન લગાવી શંકારહિત બની પોતાના અભ્યાસમાં આગળ વધવું. વહેમને સ્થાન આપવું નહિ. સદ્દગુરૂ ઉપર અચળ શ્રદ્ધા રાખવી. તેઓએ પ્રયાસથી આગળ વધવા પ્રયત્ન કરવો. જેમ જેમ તેઓ આગળ વધતા જાય છે, તેમ તેમ તેઓનું શ્રદ્ધા બળ વધે છે. શ્રદ્ધા બળથી તેઓ આપોઆપ નિઃશંક બને છે. તેઓ નિર્ભયતાની પ્રતિમા બને છે. તેઓનું જીવન શાન્તિના સાગર સમાન છે. જે જે દિશાઓમાં તેઓ ભ્રમણ કરે છે, તે તે દિશાઓમાં ક્રૂર હિંસક વનચરો આંતરવૃત્તિને દબાવી નિર્ભય બની પોતાનું જીવન અપૂર્વ શાન્તિમાં ગાળે છે. અનુપમ શાન્તિના ઉપાસક શિષ્યો પોતાનું ધ્યેય સાધી અપૂર્વ સાધનાનું બળ

પ્રાપ્ત કરે છે. તેઓ સ્વતઃ મન અને ઇંદ્રિયોનો નિગ્રહ કરી શરીરબળ પ્રાપ્ત કરેલું હોય છે. સાધનાનું બળ વધતાંજ તેઓ સત્વર આગળ આવે છે. જનસમાજને હેરત પમાડે તેવાં કાર્યો તેઓ એક ક્ષણુપર્યંતમાં કરી બતાવે છે. તેઓ પોતાની આસપાસ દિવ્ય પ્રકાશ પ્રસરાવી શકે છે, તેઓ ભોગ વિલાસના સુખને તિલાંજલી આપે છે. અરણ્યવાસ અને જનસમાજનો સહવાસ તેઓ સમાન ગણે છે. તેઓ દયાના સાગર હોય છે. બળમાં, બળીને હઠાવી, ત્રૈલોક્યનું સામ્રાજ્ય સ્થાપવાને શક્તિવાન છે. આવું અપૂર્વ બળ પ્રાપ્ત કરાવ્યા છતાં તેઓ નિર્દોષ જીવન વ્યતિત કરનારા છે. પ્રફુલ્લિત મુદ્રા ધારણ કરી સર્વને સમાન પોતાના સુધામય જીવનનો પ્રકાશ આપે છે. તેઓ સાક્ષાત્ પ્રેમની પ્રતિમા છે. તેમના સંકલ્પમાત્રથી અનેક દુઃખી, રોગગ્રસ્ત મનુષ્યો સુખી અને સુધામય જીવન પ્રાપ્ત કરે છે. તેમના દર્શનનો સાક્ષાત્કાર થતાં સંસ્કારી મુમુક્ષુઓના હૃદયમાં જ્ઞાનનો પ્રકાશ પડે છે. તેઓ અંતરાત્માના રાગી બની પ્રભુ પ્રેમી જીવન વ્યતિત કરે છે. તેઓ હંમેશા દેખાવમાં લાયક હોઇ જ્ઞાનમાં વૃદ્ધ હોય છે. જેઓ સાધના બળ પ્રાપ્ત કરી જીવનની આ ઉચ્ચ કોટીએ પહોંચેલા છે, તેઓ સર્વથા વંદનિય છે. તેઓજ જનસમાજના નેતા છે. તેઓજ જનસમાજનું કલ્યાણ સાધનારા ફિરસ્તાઓ; તેઓજ પ્રેમની પ્રતિમા છે. જ્યાં જ્યાં તેઓનો વાસ છે ત્યાં ત્યાં તેઓ પોતાના જીવનનો પ્રકાશ પ્રસરાવે છે. તે સ્થાનને તેઓ પ્રેમ ધામ બનાવે છે. નિર્જન અરણ્યમાં વાસ કરે છે તો તેઓ પોતાની દિવ્ય પ્રભાથી મુમુક્ષુજનોના ટોળાને પતંગીઆ માફક ખેંચી નિર્જન અરણ્યને માણસોથી વસાવી સર્વને આત્મના રાગી બનાવી પ્રભુ સ્મરણમાં તલ્લિન બનાવે છે. સત્ય છે! તેઓના સાધનાના બળની અવધિ છે.

આત્માની ઉન્નતિ સાધનારા સાધકોએ પોતાનો જીવન પ્રવાહ પ્રભુપ્રેમ તરફ વહેરાવવો જોઇએ. સ્વાર્થી, ભયગ્રસ્ત, શંકાશીલ જીવનને તિલાંજલી આપવી જોઇએ. જનસમાજનું કલ્યાણ સાધી નિઃસ્વાર્થ વૃત્તિમાં જીવન દોરી ઉચ્ચ કોટી ઉમદા જીવનની છાપ પાડી પોતાના આત્મજ્ઞાનની મજલ કરવામાં આગળ વધવું જોઇએ. જેઓ પોતાના આત્માનો વિકાસ વધારવા તરફ લક્ષ રાખી લોભી, લાલચુ, સ્વાર્થી, દંભી જીવન ન દોરતાં નૈસર્ગિક ઉન્નત જીવન દોરી સર્વને ઉપયોગી થઈ કોઇપણ જાતના ભોગ વિલાસ, દાન દિક્ષા કે બદલાની આશા રહિત જીવન દોરે છે તેઓ સાધનાના બળને પ્રાપ્ત કરે છે. તેઓ નમનતાઇ નિઃસ્વાર્થી ભલાઇ સાથે અને ઉન્નત જીવન દોરી આગળ વધી જનસમાજના નેતારૂપી દેવ બને છે. જેઓ ક્રોધી, દ્વેષી, લોભી, લાલચુ, લંપટ, એદી, અશુદ્ધમાર્ગી, વિષયી, સ્વાર્થી જીવન દોરે છે તેઓ મનુષ્યત્વ ગુમાવી મનુષ્યરૂપે પશુ જીવન અનુભવે છે. પશુ જીવન વ્યતિત કરનારા મનુષ્યોનું ધ્યેય આહાર, નિદ્રા, ભય અને મૈથુન સિવાય બીજી કોઇ દિશા તરફ વળતું નથી. તેઓમાં સજ્જનોના ચરિત્રની તિતિક્ષાનિંદા, અને તેમના સંપર્કમાં આવતા મુલકો સમક્ષ આત્મશ્લાઘા અને જાતિય અભિમાન સિવાય બીજા ઉચ્ચ સંસ્કારોનો સર્વથા અભાવ હોય છે.

જેઓ આત્મોન્નતિમાં આગળ વધવાની આકાંક્ષા ધરાવનારા છે, જેઓ મન અને ઇંદ્રિયોનો નિગ્રહ કરી મનુષ્યત્વમાંથી દેવપદ પામવાની ઇચ્છાને પ્રાપ્ત કરવામાં પ્રયત્ન આદરે છે, જેઓ પ્રેમી જીવન વ્યતિત કરી સર્વ તરફ સમાન ભાવ રાખે છે, તેઓ જ્યાં જ્યાં વાસ કરે છે ત્યાં ત્યાં પ્રેમ ધામ બનાવી તેઓજ વિજયી જીવન ગાળે છે, તેઓજ જન-

સમાજના નેતા બને છે; તેઓજ પ્રભુસ્મરણનો પ્રવાહ આગળ વધારી સંસારયાત્રાના પ્રવાહમાં તણાતા દુઃખીઓની નૌકા બને છે, અંધના ચક્ષુ બને છે અને દુર્બળોના બળિષ્ટ સાથી બની તેને નિર્ભય બનાવે છે. આ રસ્તા ઉપર પ્રયાણ કરતા સાધકો અનેક સાવચેતીથી પોતાનું જીવન દોરે છે. ઉંચે ચઢનારા અને આગળ વધનારાઓને નીચે અથવા પાછા પડવાનો માર્ગ રહે છે. મુમુક્ષુજનો પોતાની જીવન જ્યોત તરફ સતત્ લક્ષ દઢાવી સંપૂર્ણ કાળજીથી પોતાના અભ્યાસમાં આગળ વધે છે. આત્મોન્નતિના માર્ગ તરફ ચાલવાને ધ્યેય તરફ દૃષ્ટિ રાખી તે સાધવાને જેઓ અતુલ્ય પરિશ્રમ ઉઠાવે છે તેઓ અનેક સિદ્ધિઓ ઉપર અખંડ સામ્રાજ્ય ભોગવે છે. સાધકોને જે જે સિદ્ધિઓ મળે છે તે તે સિદ્ધિઓ પ્રાપ્ત કરવાને તેઓએ લાયકાત મેળવી છે. તેઓ પોતાની જીવન જ્યોતિને ધ્યેય તરફ અભ્યાસ અને સાધનાના બળથી સતત્ પ્રકાશીત રાખે છે. તેઓ મન અને ઇંદ્રિયોનો નિગ્રહ કરી પોતાનું શરીરબળ વધારી આત્મોન્નતિના માર્ગ તરફ સતત્ પ્રયાણ કરવાનું ચાલુજ રાખે છે. તેઓએ મજલની અંદર નિર્ભય બલ્કે શંકારહિત જીવન દોરી ધ્યેય રાખવાને અપૂર્વ બળ એકઠું કરેલું છે. પરિણામે તેઓ પોતાની જીવન નૌકાને સુખરૂપ પોતાના ધ્યેય તરફ આગળ વધવા દે છે અને ધ્યેય બંદરે પહોંચી અનેક જન્મોનું કલ્યાણ સાધી મનુષ્ય જીવનમાં સાધનાના બળથી દૈવી જીવન અનુભવે છે.



# ધ્યેય.

આધુનિક સમયમાં સર્વ પ્રકારે સુખી માણસો વીરલ જ હોય છે એમ છતાં મનુષ્ય માત્ર આદર્શ સુખી જીવન ગાળવાને ઘણાં આતુર હોય છે. વાસ્તવિક રીતે સર્વ પ્રકારે સુખી જીવન વ્યતિત કરનારા માણસો દ્રષ્ટિગોચર થાય છે તેમ છતાં તેને નીજ અનુભવ વર્ણવાનો પ્રસંગ પડે તેને બીજાં લોકો વધુ સુખી જણાશે. આ ફાની દુનિયામાં સર્વ પ્રકારે સુખી જણાતાં માણસો જવલ્લે જ નજરે પડે છે. સર્વ એક સરખો પોકાર ઉઠાવે છે કે ઓ ઇશ્વર ! મારી આ મુશ્કેલીમાંથી ઉદ્ધાર કર. આવી અનેક ઉપાધિમાં જીવન વ્યતિત કરનારા મનુષ્યો જાણે અથવા અજાણે તેઓના જીવનની અને તે અપૂર્વ આનંદની લાગણીનો સાક્ષાત્કાર તેઓને અપૂર્વ સુખની પાછળ અદૃષ્યપણે એક જ્યોતિ તરફ ખેંચે છે.

વિશ્વની સપાટી ઉપર ભ્રમણ કરતા અનેક દુઃખી માણસો આ જ આનંદની જ્યોતિનો સાક્ષાત્કાર કરવાને પોતાનું દુઃખી જીવન લંબાવવાને ઇચ્છે છે અને તે અપૂર્વ આનંદના સુખની ક્ષણની આગમનમાં એક નિષ્ટા એકાગ્રવૃત્તિ તદ્દાકારવસ્થામાં તલ્લિન બને છે. જેઓ આનંદની આ ઉપાધિની આશા ધરાવે છે તેઓજ અંતકાલે સુખી જીવન પ્રાપ્ત કરે છે. અંતીમ આનંદની ઘડી પળો અને કલાકો સુધી એકાગ્રવૃત્તિથી તલ્લિનવસ્થામાં મસ્ત રહી તેનો અનુભવ કરવાની સ્થિતિએ ધ્યાન અવસ્થા છે અને જે આનંદ મેળવવાને આંતર ઇચ્છા ઉત્પન્ન થાય છે અને જે વસ્તુ પાછળ અનેક પુરૂષો, મહાપુરૂષો, સંતો, મુનિઓ મહર્ષીઓ આ ફાની દુનિયાની કહેવાતી મોજોને તિલાંજલી આપી અખંડ આનંદ જ્યોતિ તરફ એક લક્ષ રહે છે તે જ ધ્યેય તમોને અનુપમ શાન્તિના સાગર તરફ દોરવવાને સમર્થ છે.

જેઓ આ અવસ્થામાં એક ક્ષણપર્યંત પોતાનું જીવન વ્યતિત કરે છે તેઓ જ વિશ્વની સપાટી ઉપર સુખ શાન્તિનું સામ્રાજ્ય સ્થાપે છે. તેમની આંતર ઇચ્છાથી મનુષ્યો સ્વરૂપ બની ઇશ્વરના સાક્ષાત્કાર કરે છે તેઓજ દુનિયાના તારક બને છે. આ ફાની દુનિયાનો ભાર ઉઠાવનાર અદૃષ્યરૂપે રહે છે તેવી જ રીતે એક માર્ગી સુધામય જીવન વ્યતિત કરનારા, સુખી અને શાન્તિમય વિચારોનું વાતાવરણ પ્રસરાવનારા આ તલ્લિન અવસ્થામાં મસ્ત રહેનારા ફિરસ્તાઓ છે.

આવા વિશ્વનેતાઓએ જનસમાજની સેવા કરી છે તેના સંસ્મરણરૂપે તેમના જીવનવૃત્તાંતો, તેમના વચનામૃતો, તેમના અનુભવ્યક શિક્ષા સુત્રો અદ્યાપિ કાળ સુધી અસ્તિત્વ ધરાવે છે. માણસ માત્ર પોતાના ધર્મના પુસ્તકોમાંથી શાસ્ત્રના શોધનમાંથી માનવ શાસ્ત્રના નૈતિક બંધારણ ઉપર જીવન દોરવાથી જે સુધામય જીવન પ્રાપ્ત કરે છે તે તેઓના ધર્મનેતાની વિચાર સૃષ્ટિની વિભૂતિરૂપ છે. જનસમાજ તેઓના ઋણી છે, તેઓના જીવન-વૃત્તાંત ભુલી જવાને અસમર્થ છે, તેઓ પંચતત્ત્વ પામી ગયા છતાં પણ અસ્તિત્વ ધરાવે છે. અચળ શ્રદ્ધાથી માણસો તેમના જીવનને અનુસરી તેમનામય જીવનને અતુલ પરિશ્રમ ઉઠાવે છે. અંતે સંસારી આશાઓ પોતાના ધ્યેયને પ્રાપ્ત કરી અનુપમ શાન્તિના ભોગી બને છે.

અત્યંત દુઃખી, અત્યંત મનોવેદનાથી પીડિત, અત્યંત શોકાતુર અવસ્થામાં ગમગીન બનેલો, અત્યંત શોકના સાગરમાં ડુબી ગયેલો ટુંકમાં દરેક આધિ વ્યાધિ ઉપાધિના ચક્રમાં

ચારે દિશાથી સપડાએલો જીવ કોઇપણ ધર્મને ન માનનાર હોય તોપણ તે તેના જીવનની એક ક્ષણમાં ઓ દયા સાગર ! અને કૃપાનિધિ, યા અલ્લાહ ! ઓ પ્રભુ ! ઓ રામ ! ઓ રહેમાન ! ઓ સભભના બેલી ! મને આ આફતમાંથી બચાવ. નિરક્ષાર, અસાન, પશુસમાન વૃત્તિવાળો જીવ હશે તોપણ તે આકાશ તરફ પોતાની ચિત્તવૃત્તિ રોકી એકજ શબ્દમાં તેનાથી કહેવાઇ જશે કે આ સ્થિતિમાં મારે જીવન અસહ્ય છે તેને આશાએશ મળવાનું અનાયાસે તે જાતે શોધી લે છે એ જ તેનું ધ્યેય છે, એ જ તેની મુક્તિના રસ્તાનું પ્રથમ પગથીયું છે, એ જ ધ્યેયથી તે અંતમાં ભક્તિમાન બને છે અને સર્વ પ્રકાશ, સતચિદ આનંદરૂપ બની અનુપમ અગાધ સાગરમાં તલ્લિન અવસ્થા પ્રાપ્ત કરે છે.

કોઇપણ ઉદાસી જીવ અનેક વિટંબણાથી સપડાયેલો હોય, કોઇપણ શોકાગ્રસ્ત જીવ ગમગીન અવસ્થામાં આવી પડયો હોય, કોઇપણ જીવ અંધકારના આતનમાં સપડાઇ ગયો હોય અને તેને એકાક્ષારનું ધ્યાન ન હોય તોપણ અને જંગલમાં ભ્રમણ કરતો હોય તોપણ અખંડ ભંડારરૂપ–પુષ્પલત્તાઓ, પુષ્પવેલીઓ, તરૂવરો, વિવિધ પ્રકારના ફળફુલના ઝાડો નદી કિનારે આવેલા તરૂવરોનું નિરીક્ષણ કરતો હોય તો આપોઆપ તે નવીન, સુખી સુધામય, શાન્તિદાયક જીવન દોરવાને, લલચાય છે. પક્ષીઓના મૃદુસ્વરો, કોયલોના ટહુકારો, કે મેનાના મનોરંજન બોલો, મયુરોની ચિત્તાકર્ષક નૃત્યકળાઓ તેની ગમગીનીને હઠાવી શોક સમાનતાને વિસારી માની લીધેલી સંકટ ઉપજાવનારી વિટંબણાઓનો બહિષ્કાર કરાવી તેને નવપલ્લવિત જીવન દોરવાને લલચાવે છે. વનમાં ભ્રમણ કરવાથી તેની લીલા નિહાળવાથી તે નવું જીવન દોરે છે અને શિથિલ થયેલી આંતર આનંદજ્યોતિ તેજસ્વી બને છે અને અંતમાં તે સુધામય જીવનનું પાન કરી પોતાના ધ્યેયને પામે છે.

સૌંદર્યતા સૌને પ્રિય છે, પ્રેમાળ થવાનું સર્વને એક સરખું મન થાય છે, સુખી થવામાં કોઇપણ જવલ્લેજ યત્ન કરવાને આળસુ બનતા હશે. આ સર્વ ઇચ્છિત મનોભાવ પરિપૂર્ણ કરવાને ઘણા થોડા ભાગ્યશાળી બને છે. તેઓ પોતાનું દષ્ટિબિન્દુ બાંધે છે પણ તે તરફ મન વાણી અને કર્મ દ્વારા સતત્ પ્રયત્ન આદરી પોતાના ધ્યેય પ્રાપ્તિના આનંદથી સદા સર્વદા વિમૂલ રહે છે. ચિત્રકારો, શિલ્પશાસ્ત્રીઓ, કવિઓ મનમાં કલ્પેલી રૂપરેખા ઉપર પોતાના ધ્યેયનો સાક્ષાત્કાર કરવા જે અતુલ પરિશ્રમ વેઠી જનસમાજ સમક્ષ પોતાના ધ્યેયની તાદપ્યતા બતાવે છે અને તેના પરિણામે તે અનેક આનંદ શોધક જીજ્ઞાસુઓના જ્ઞાનની અવધિ છે. પોતાની કારીગરીના નમુનાનો ભવિષ્યના જનસમાજને વારસામાં આપી અનેક પ્રકારની યુક્તિપ્રયુક્તિથી માનનારા ગીરનીઓ, દેવાલયો સરોવરોના કિનારા ઉપર બાંધેલા મંદિરોમાં ઉત્તમ કારીગરીઓની પાષાણ પ્રતિમાઓ કોતરી જનસમાજના આનંદને વધારી હેરત પમાડવાને ચુકતા નથી. કવિઓના સામ્રાજ્યની અવધિ છે. સૂર્યના કીરણનો પ્રકાશ જ્યાં સંચાર કરી શકતો નથી તેવી ભૂમિકાનું વર્ણન કરી તેનો ખ્યાલ જનસમાજને આપી પોતાના આંતર માનસિક ધ્યેયને જનસમાજના હૃદયપટમાં ઉતારવાની અગાધ શક્તિ ધરાવનાર કવિરત્નો છે. ભૂમિ ઉપર જીવન રમણીય, સંસ્કારી, ઉન્નત બનાવનાર અને ધાર્મિક લાગણીઓનું નૂતન પરિધાન અવારનવાર ઉત્પન્ન થતા જનસમાજને ધાર્મિક વાતાવરણમાં રસમય બનાવનાર અને તેના ઉદ્ધારક

ચિત્રકારો, શિલ્પશાસ્ત્રીઓ, કવિઓ અને ધર્માવતારીને પુરૂષોજ છે. તેઓ પોતાના ધ્યેયની તાદશ્યતામાં એકતાની બને છે એટલુંજ નહિં પણ અનેક સૈકાપર્યંતના જનસમાજને તેમના ધ્યેયને જનસમાજના હૃદય ઉપર દીર્ઘકાળપર્યંત સંસ્કારી બનાવે છે. સંગીતશાસ્ત્રીઓ જનસમાજને ઉન્નત બનાવવાને ઉત્કર્ષ ભાગ લે છે. સત્વપુર રસ જનસમાજના સ્વાર્થી એકલપેટા અમાનુષિક રૂપ, રસ, ગંધ, ઇન્દ્રિય પોષક રસનાત્મક વૃત્તિઓને દાબી તેને તેને બદલે સેવ્યભાવ જનસમાજનું કલ્યાણ દૈવી વૃત્તિ અને ઇંદ્રિયજીત વાસનામય જીવનના બીજનું રોપણુ કરનાર ચિત્રકાર, શિલ્પશાસ્ત્રીઓ, ધર્માવતારો, પ્રભુપ્રેમી જનસમાજના સેવકો છે. જેઓ પોતાના ધ્યેય તરફ અખંડ પરિશ્રમ આદરી તેનો સાક્ષાત્કાર કરી જનસમાજની સેવામાં ઉપસ્થિત થાય છે તેઓજ આ દુનિયામાં અમરત્વ પામી ગયા છે. મુમુક્ષુબન્ધુઓ ! આપણું દષ્ટિબિન્દુ આંકો, આપણું ધ્યેયબિન્દુ આંકો, તે તરફ આપણી આંતર માનસિકવૃત્તિ વાળો, તેના રસમાં મધુમક્ષિકા માફક ચુસ્ત બનો, આપણા ધ્યેયમાં આઠે પહોર તલ્લિન અવસ્થામાં રહો, આપણે આપણા ધ્યેયની સુંદરતાના ખ્યાલ કરી આપણા ધ્યેયના પ્રેમીભોગી બની ધ્યેય તરફ જીવન દોરવાને સન્માર્ગના પંથી બનો. એવી કોઇ આ દુનિયામાં શક્તિ નથી કે જે આપણને આપણા ધ્યેયનો સાક્ષાત્કાર કરવાને અંતરાયરૂપ બને. આપણી તત્પરતા, આપણી દઢતા, આપણી ઇચ્છા, આપણી જીજ્ઞાસા માત્રથીજ નવા સંસ્કારો, નવા સંજોગો, સાનુકૂળ સહાયતા આપોઆપ ઉપસ્થિત થશે અને અંતરિક્ષ મદદ અને દૈવી નાદથી આપણે વિજયી બની નિડરપણે સત્–ચિત્ત આનંદ અને પરમજ્યોતિના આધ્યાત્મિક વાટિકના પંથ ઉપર આગળ વધીશું. આપણા ધ્યેયનો આપણને સાક્ષાત્કાર થશે. દુનિયાના મહત્વાકાંક્ષી પુરૂષોએ પોતાના ધ્યેયબિન્દુની મર્યાદા તેમની માનસિક સૃષ્ટિમાં બાંધેલી અને તેને સ્વપરિબળથી સાધી તેનો સાક્ષાત્કાર કરી ઉન્નત દશા પ્રાપ્ત કરી છે. વિચારસૃષ્ટિ નિર્મળ બનાવો અને ધ્યેય બાંધી આપણું વર્તન તે તરફ દોરીએ તો આપણે તેવાંજ જીવન દોરીશું. નરસિંહ મહેતા, મીરાંબાઇ, સુદામાનું ધ્યેય પરમેશ્વરનો સાક્ષાત્કાર અને કૃષ્ણમય જીવન હતું અને પરિણામે તેઓ શ્રીકૃષ્ણના રાગી બની અનુપમ શાન્તિના ભોગી બન્યા.

ભૂમિ ઉપર વસતા અનેક મનુષ્યોની આંતર ઇચ્છા તૃપ્ત થયેલી છે. ઉન્નત ભાવનાનું દષ્ટિબિન્દુ બાંધો, આપણા વિચારનું પરિબળ તે તરફ વાળો; આપણા ધ્યાનનું સિંચન તે ઉપર કરો. અંતમાં આપણે આપણા ધ્યેયની પ્રાપ્તિ કરીશું. તેથીજ આપણે અનહદ આનંદના ભોગી બની અને દુઃખી રોગગ્રસ્ત પીડિત આધિ, વ્યાધિ અને ઉપાધિથી ઘેરાએલા જનસમાજના તારક બની પ્રભુમય પ્રેમી જીવન દોરી અનુપમ શાન્તિના ભોગી બનીશું.

લેખકો, કવિઓ, ચિત્રકારો, શાસ્ત્રીઓ, તત્ત્વવેત્તાઓ, ઋષિમુનિઓ, ધર્માવતારોથી ઇશ્વરની મહાન વિભૂતિઓના જીવન તત્ત્વની રૂપરેખા તરફ દષ્ટિ કરીશું તો સહજ જણાશે કે તેઓના જીવનની સાફલ્યતાના તેમના વિચારબીજની માળામાં સમાયેલી છે. અત્યંત પ્રેમી દયાળુ ભાવના જનસમાજના કલ્યાણ સાધક વિચારના સ્વપ્નામાં જીવન વ્યતિત કરનારા અંતે તે મય પોતાનું જીવન દોરવાને ફત્તેહમંદ થાય છે, વાંચનના શોખીન, અને તેમાં સજ્જનોના હાથમાં ઉત્તમ પુસ્તક આવે છે ત્યારે તેમને આનંદ થાય છે તે અવર્ણનીય છે એટલુંજ નહિં પણ પુસ્તક વાંચનાર ભૂખ તરસ ઉજાગરા વેઠી તે પુસ્તક પુરેપુરૂં સંપૂર્ણ વાંચી તેના આનંદમાં તદાકાર બનાવવાને એક ચિત્તે ઉત્તેજાય છે. વાસ્તવિક રીતે તેના

ખરા આનંદનો આપનાર પુસ્તકના લેખકોની માનસિક સૃષ્ટિમાં રચાયેલા વિચારનું પરિણામ છે. કવિઓ તેમની કાવ્ય શક્તિને વિકાસ આપવાને અને તેમની કવિતામાં રસ લાવવાને તેમની માનસિક સૃષ્ટિમાં કલ્પના કરી જે રસ તેમના કવિત્વમાં લાવવાની તીવ્ર ઇચ્છા ધરાવે છે તેનું મનન કરી તેમની કવિતામાં તે રસ જમાવે છે. જ્યારે જ્યારે વાચકવૃંદ તેમના રસનું પાન કરી આનંદની લહેરીઓમાં ડોલે છે ત્યારે કવિની કલ્પનાશક્તિ માટે તેને માનની લાગણી ઉદ્દ્ભવે છે. પરિણામે વાચકવૃંદો પોતાના માની લીધેલા કવિઓના કાવ્યની કલ્પના કરી અપૂર્વ આનંદમાં વાદવિવાદ ચલાવી કવિઓની કલ્પનાશક્તિ માટે ઉંચુ માન ધરાવે છે. જનસમાજના કાલ્યાણકારી કામ માટે કવિઓનું સ્થાન કેટલું ઉચ્ચ એ ભાવનામાં લીન થઈ કવિઓના નામ સ્મરણ સાથે પોતાના મસ્તકને નમાવી માનની લાગણીમાં કવિ અને તેના કાવ્ય રસમાં તલ્લિન બને છે. કવિઓના ભાવનામય જીવનમાં અતિશયોક્તિ છે જ નહિ. વાલ્મીકી કૃત રામાયણ વાંચવાથી તેમની અલૌકિક કાવ્યશક્તિને માટે કયા આર્ય પુત્રને માન નહિ છુટે ? મહાભારતના કાવ્યની અંદર જનસમાજનું હિત ધારીને જે અપ્રિતમ રચના બનાવી છે તેને માટે કયા આર્ય પુત્રનું મન ગર્વિત નહિ થાય ? લેખકો અને કવિઓ જેવી રીતે પોતાની વિચારશક્તિના બળથી ભવિષ્યના જનસમાજના ચિત્રપટ ઉપર અમર નામ મુકી ગયા છે તેવી જ રીતે ચિત્રકારો, શિલ્પશાસ્ત્રીઓ, તત્ત્વવેત્તાઓએ જનસમાજને તેઓની માનસિક સૃષ્ટિમાં રચેલા, જોયેલા અને અનુભવેલા ચિત્રોને જનસમાજની દૃષ્ટિ સમક્ષ પુસ્તકરૂપે, ચિત્રરૂપે, કળારૂપે, જ્ઞાનરૂપે લાવી અમરત્વને પામી ગયા છે. ઋષિમુનિઓના જીવન તો અલૌકિક છે. દરેક શિક્ષિત આર્ય આબાલ-વૃદ્ધની જાણ ખાતર રૂષિજીવનની રૂપરેખા આલેખવાની આવશ્યકતા નથી. તેમના એકાંત વાસમાં, નદી, સરોવર કે વહેણના તટ ઉપર સુક્ષ્મ આહારથી શુદ્ધ ધાર્મિક જીવન દોરીને જનસમાજનું જે કલ્યાણ સાધવાને તેઓએ જે અતુલ્ય પરિશ્રમ ઉઠાવ્યો છે તેની તો અવધિ છે. તેમના શાન્તિદાયક વેદોચ્ચારની સતત્ ધ્વનિથી સુવાસિક પુષ્પવાટિકાઓના રસમય વાયુની લ્હેરીઓ દુનિયાની સપાટી ઉપર પ્રસરાવી અનેક ક્ષુદ્ર જીવોનો ઉદ્ધાર કરી દુનિયાની અંદર અતુલ અપરિસીમ શાન્તિ પ્રસરાવી છે. તેમના કાવ્યો, તેમના વેદો, તેમની સ્મૃતિઓ જનસમાજની સેવામાં અમર કીર્તિસ્તંભો સમાન શોભી રહ્યાં છે. ટુંકમાં જેઓ પોતાના ધ્યેયમાં મસ્ત છે તેઓજ જીવનના અપૂર્વ આનંદના ભોગી છે.

જેઓ જે વિચારમાં મસ્ત રહી પોતાનું જીવન તેજમય બનાવે છે તેઓજ તેમની સંસારભૂમિકાના નાયક બને છે. વિચારની શુદ્ધતા અને જીવનની ઉત્તમતા આપોઆપ તેમના પગની પાનીની પાછળ પર્યટન કરે છે. જેઓ પોતાના જીવનનું બિન્દુ પરમકૃપાળુ પરમાત્મા ગરીબના બેલી-અનાથના નાથ-દયાના સાગર-દીનના બંધુ, અલક નિરંજન પરમ જ્યોતિનો સાક્ષાત્કાર કરવા તરફ આંકે છે તેઓ આખરે તેને પ્રાપ્ત કરી અમર શાન્તિ પામી અમર મોક્ષપદને પામે છે. ભક્ત નરસિંહ મહેતા કૃષ્ણકનૈયાની મોરલીના વિશુદ્ધ નાદમાં મસ્ત રહેનારા અખંડ બ્રહ્મચારી મીરા તે પદને પ્રાપ્ત કરી આ ભૂમિ ઉપર અમર નામ મુકી ગયા છે. ટુંકમાં આપણે આપણું જીવન ધ્યેયના વાતાવરણથી વીટાયેલું અનુભવીએ છીએ. વૃક્ષના ફળના અંકુરો તેમના બીજમાં સમાયેલા છે, ગર્ભમાં બાળક સમાયેલું છે, વડબીજમાં મોટા વડના ફળીત ઝાડો સમાયેલા છે તેવીજ રીતે આપણું ઉન્નતજીવન

આપણી માનસિક સૃષ્ટિમાં વાવેલા વિચારબીજમાં સમાયેલું છે. મનુષ્ય માત્રે પોતાનું ધ્યેય શુદ્ધ રાખવું. તે ગમે તેવા સંજોગોમાં તે જીવન દોરવાને સર્જાયેલો હશે તોપણ તે નૂતન સાનુકૂળ સંજોગોનું વાતાવરણ તેની આસપાસ ઉત્પન્ન કરશે. સતત્ દઢાગ્રહી પ્રયત્નને અંતે તે પોતાના ધ્યેયને પ્રાપ્ત કરશે.

આ સૂત્ર હિંદુ ધર્મશાસ્ત્રોમાં અનેકવિધ દાખલાઓ આપી સાબીત કરી બતાવેલું છે. ભક્ત પ્રલ્હાદનો જન્મ અસુરને ત્યાં થયો હતો; તેના જીવનની આસપાસના સંજોગોનું વાતાવરણ આસુરી હતું. તેના ધ્યાન ઉપર આસુરી બળ વાપરીને તેનું જીવન આસુરી બનાવવાને અનેકવિધ પ્રયત્નો આદરવામાં આવ્યાં હતાં પણ ભક્ત પ્રહ્લાદનું ધ્યેયબિન્દુ સુરના દેવતા શ્રી વિષ્ણુ ભગવાનમાં હતું. તે અનેકવિધ ઉપાધિમાં પોતાનું જીવન વ્યતિત કરતા તોપણ તેમનું ધ્યેયબિન્દુ એકજ તરફ રહેતું. સંકટો–મુશ્કેલીઓ–અનેક દુઃખની કસોટીમાંથી ઉતરી જીવનની અનેક ભયંકર યાત્રાઓમાં ત્રાસીત જીવન વ્યતિત કરતા છતાં પણ તેમને પોતાનું ધ્યેયબિન્દુ એકજ રાખ્યું અને પરિણામે તેઓ આસુરી વાતાવરણ ઉપર વિજય પ્રાપ્ત કરી અખંડ આનંદના સાગરમય વિષ્ણુપ્રેમ ધામમાં વાસ કરી અનુપમ શાન્તિ અનુભવી. અધ્યાત્મ સ્વરૂપના વિલાસી બંધુઓ પોતાના ધ્યેય તરફ સદા સર્વદા એક સરખી દષ્ટિ રાખી જીવન દોરવાને અત્યંત પ્રયત્ન આદરશે તો તેઓ તેનો સાક્ષાત્કાર કરી અનુપમ શાન્તિ પ્રાપ્ત કરી મોક્ષપદને પામશે. વાચકવૃંદો ગમે તેવી સ્થિતિમાં હોય, ગમે તેવા વાતાવરણમાં જીવન વ્યતિત કરતા હોય, જન્મથી સંજોગો અનુકૂળ ન હોય અને તેમનું ધ્યેયબિન્દુ તેથી તદ્દન વિરોધાભાસ દર્શાવનારૂં હોય તોપણ ધ્યેયબિન્દુ તરફની તેમની સતત્ દષ્ટિના આધારે અંતરાયરૂપ મનાતા સંજોગો સાનુકૂળ થશે. વિરોધિભાસ દર્શાવનારા ઉપસ્થિત થયેલા પ્રસંગો તેમની પ્રગતિને વધારશે અને તેઓ તેમના ધ્યેય બંદરે સુખરૂપે ત્વરિત પહોંચી જશે. ધ્યેયનું દષ્ટિબિન્દુ ગમે તેવું ઉન્નત હોય તોપણ વિચારના પરિબળથી તેનું પોષણ કરીશું તો ધ્યેય સત્વર સાધી શકાશે. આપણું દષ્ટિબિન્દુ કોઇનું ભલું અથવા બુરૂં કરવું હોય તો તે દિશા તરફ આપણાં આચરણો આપોઆપ દોરાશે અને ભલું અથવા બુરૂં કરવાની નેમ ફળિભૂત થશે. જે જે દિશા તરફ આપણા વિચારનું બળ અજમાવીશું અને તે તે દિશા તરફ આપણે ખંતથી, સતત્ અભ્યાસથી અને એકાગ્રવૃત્તિથી આગળ વધીશું તો તેટલા પ્રમાણમાં જ ત્વરિત આપણે આપણા મનની ઇચ્છાને સાધી શકીશું. જે કર્મરૂપી બીજ આપણે વાવીશું તેના ફળને આપણે બનેલા ગણીશું. માણસ જે જે વિચાર તેની માનસિક સૃષ્ટિમાં કરે છે તે તે વિચાર આચરણમાં મુકવાને તે લલચાય છે અને પરિણામે તે સારા અથવા નરસા વિચારના ફળ આનંદ અથવા આધિ વ્યાધિ ઉપાધિ સાથે લણે છે. વનમાં ફરનારા હોય, ગામની સીમમાં ઢોર ચરાવનારા હોય, રાજ્ય મહેલોના અપૂર્વ સુખના ઉદધિમાં અત્યંત મગ્નાવસ્થિત હોય તોપણ માણસો પોતાના મનની શ્રેષ્ઠતાથી અને ઉચ્ચ પ્રકારના ધ્યેયની આંતર ઇચ્છા ધરાવવાથી તેઓ જનસમાજના નેતારૂપે બહાર આવી ધર્મના ચક્રવૃતિ સામ્રાજ્યો સ્થાપે છે, કીર્તિના કિલ્લાઓ બાંધે છે, નીતિ, ધર્મ, દયાઓની ધ્વનિઓ ચો દિશામાં અહોનિશ ફરકાવી તેમના ધ્યેયનો સાક્ષાત્કાર કરે છે. શ્રી કૃષ્ણની લીલા, મહાન ખ્રિસ્તિ ધર્મની ધ્વનિનું રોપણ કરનાર શ્રી ક્રાઇસ્ટ, સૃષ્ટિ ઉપર બુદ્ધ ધર્મનું શિક્ષણ ફેલાવનાર શ્રી ગૌતમ

બુદ્ધના જીવનચરિત્રોનો જેઓએ અભ્યાસ કર્યો છે તેઓ એકી અવાજે ઉપર દર્શિત સૂત્રોની સત્યતા સ્વીકારશે.

સુસ્ત, આળસુ, અજ્ઞાન, મૂર્ખ મનુષ્યો ભાગ્ય, પ્રારબ્ધ, નસીબ કૃપા સમજી પોતાના મનને ખોટી સાંત્વના આપે છે. કોઇને દાની જોઇ તેના વખાણ કરવાને તત્પર થશે, કોઇને જ્ઞાની જોઇ તેના જ્ઞાનની વાહવાહ કરવાને લલચાશે, કોઇને ત્યાગી જોઈ તેના લક્ષણોનો મહિમા ગાવાને જીવન વ્યતિત કરશે. પણ જેઓ જ્ઞાની, દાની, યોગી, સંતો થયા છે તે તેઓ પોતાનું જીવન કેવા વિકટ વિટંબણાઓમાંથી પસાર કરી આ ઉન્નત દશાની પ્રાપ્તિ કરી છે તેનો વિચાર વટિક કરવાને એક ક્ષણપર્યંત પણ થોભી શકતા નથી. મહાન પુરૂષોના જીવનચરિત્રો અદ્દભુત, ચમત્કારિક, આશ્ચર્યકારક અને અગમ્ય હોય છે એમજ માને છે. પરમ કૃપાળુ પરમાત્માની ન્યાયદષ્ટિને તેના અદલ ઇન્સાફ, તેની એકદીલી, તેની પ્રાણીમાત્ર ઉપર શુભ ભાવનાને માન આપવાનો ઇન્કાર કરે છે. કૃપણને દાની તરીકે જીવન દોરવાને કેટલો અનંત પરિશ્રમ કરી લોકહિતાર્થના કામો કરવાને પ્રેરાયો હશે તેનો ખ્યાલ તેઓને નથી હોતો. જ્ઞાનીઓએ સતત્ મહેનત કરી પોતાનો અભ્યાસ આગળ વધારી અનેક કષ્ટ વેઠીને જે વિદ્યા સંપાદન કરી હશે તેનો ખ્યાલ તેઓ કરી શકતા નથી. કેવા વિવિધ પ્રકારના દેહ કષ્ટ સહી ઉગ્ર તપ કરી એક ઇશ્વરી સત્તાના દોરને માન આપી નીતિ, દયા, ધર્મ, પ્રેમ, સત્સંગ અને સમભાવિતા ધારણ કરી સંતોએ પ્રાપ્ત કરી હશે તેનો ખ્યાલ પણ તેમને હોતો નથી.

અહો કુદરતનાં બાળકો ! અહો અગાધ ભંડારના ભોગીઓ ! અહો ઇશ્વરી અંશના આત્માઓ ! અહો જીવ અને શિવની એકાગ્રતા માનનારા તપસ્વીઓના અનુયાયીઓ ! અહો અપૂર્વ આનંદના ભોગીઓ ! અહો અનુપમ શાન્તિના ઉદધિમાં રમ્ય કરનારા નિર્દોષ માનવો ! પરમકૃપાળુ પરમેશ્વરની કૃપાથી અલક નિરંજન નિરાકાર પરમ જયોતિ સ્વયંભુના અંશરૂપ તમથી જ્ઞાન કયાં સુધી છુપાઈ રહે ! ચંદ્રનીલ આગળ ઉષ્ણતા કયાં રહે ! કલ્પવૃક્ષ આગળ તમારી ઇચ્છાનો અનાદર કયાં રહે ! સકલ સૃષ્ટિનું સામ્રાજ્ય સકલ પ્રેમના ઉદધિઓ, સતત્ આનંદની લ્હેરો, સૃષ્ટિની સમૃદ્ધિ, અનુપમ શાન્તિ આપણી સ્થિતિ પર છે. આપણી ઇચ્છા માત્રથી તે આપોઆપ ચોવીસે કલાક આપણી સેવામાં હાજર રહે છે. આ સ્થિતિએ પ્હોંચેલાઓએ સર્વસ્વનો ત્યાગ કર્યો છે, અને તેમણે પોતાનું ધ્યેય-બિન્દુ નિરંજન નિરાકાર અલખજ્યોતિ પરમકૃપાળુ પરમાત્માના ચરણકમળમાં ચિત્ત પરોવી જીવન વ્યતિત કર્યું છે. સંસારના કહેવાતાં સુખો શાન્તિનાં આનંદ આગળ ક્ષુદ્ર છે. શ્રી ગૌત્તમબુદ્ધે એ ધ્યેય પ્રાપ્ત કરવાને રાજ્યમહેલનો ત્યાગ કર્યો હતો. એ જ ધ્યેય પ્રાપ્ત કરવાને ભક્ત પ્રહ્લાદે અનેક સંકટો સહ્યાં. એ ધ્યેય પ્રાપ્ત કરવાને મીરાં મહેલ તજી અખંડ બ્રહ્મચારીણી રહી. એ ધ્યેય પ્રાપ્ત કરવાને નાગર કુલદિપક ભક્ત નરસિંહ મહેતાએ સ્વચ્છંદી, દોરંગી દુનિયાની સ્પૃહા ન કરી. એ ધ્યેય પ્રાપ્ત કરવાને ભગવાન રામકૃષ્ણ પરમહંસ પત્નીસહ જીવન વ્યતિત કરતા અખંડ બ્રહ્મચારી રહીને પરમ પદને પામ્યા. મુમુક્ષુજનો ! એ જ ધ્યેય પ્રાપ્ત કરવાને ઉન્નત ભાવના ધરાવો અને તમો ઉન્નત દશાને સ્વયં પ્રાપ્ત કરશો.

---

# આંતર જ્યોત.

વિવિધ પ્રકારના જનસમુહ વિશ્વની સપાટી ઉપર જીવન વ્યતિત કરનારા નજરે પડે છે. તેમાંના કોઇ રંક હોય છે, કોઇ રાય હોય છે, કોઈ શ્રીમંત હોય છે અને કોઇ મસ્ત બનીને દુનિયાના ખાનપાનના વિધિને તિલાંજલી આપી જીવન વ્યતિત કરતા નજરે પડે છે. કોઇ શબ્દધ્વનિમાં મસ્ત બની જનસમાજના કલ્યાણાર્થે પોતાના સર્વ જીવનની દીક્ષા આપીને તેના સ્મરણમાં તલ્લિન બને છે. કોઇ દુનિયામાં પોતાની માની લીધેલી જરૂરિયાતોને પુરી પાડવા સારૂ ઉદ્યોગમાં જીવન વ્યતિત કરીને દ્રવ્ય ઉપાર્જન કરે છે અને તેમાંનો ઘણો ભાગ દાન, ધર્મ, સેવા અથવા જનસમાજના કલ્યાણાર્થે વાપરીને આનંદ માને છે.

આ સર્વ જીવનક્રિયાનું મૂળ તેની માનસિક સૃષ્ટિમાં ઉત્પન્ન થતા વિચારને આભારી છે. કમલોનું ખીલવું, પુષ્પોની પરિમલતા, રંગબેરંગી વનસ્પતિઓનું સ્થાન, ભૂમિ અને તેની અંદર પડેલા બીજનું પરિણામ છે. તે પ્રમાણે મનુષ્ય અને તેનું વર્તન તેની માનસિક સૃષ્ટિમાં અદૃશ્ય રહેલા વિચારબીજને આભારી છે. સંતો, મહન્તો, ધર્માવતારો, ૠષિમુનિઓ, સુફીઓ, ફિરસ્તાઓ, પોકારીને કહે છે કે, આંતર જ્યોતનો પ્રકાશ પામવા સારૂ વિચાર-સૃષ્ટિની નિર્મલતાની જરૂર છે. તેની અંદર અનિચ્છ વિચારના બીજ રોપાવાં જોઇએ નહિ. દૈવી જ્ઞાન મેળવવા સારૂ આંતર જ્યોતના પ્રકાશની જરૂર છે. તે જ પોતાનો પ્રકાશ વિચાર સૃષ્ટિની નિર્મલતા વિના થઇ શકતો નથી. ચંદ્રદર્શન સર્વને થાય છે, તે કોઇથી છુપો રહેતો નથી. જે જે મુમુક્ષુઓને તેના દર્શનની તાલાવેલી લાગેલી છે તેઓને તેના દર્શનની પ્રતીતિ થાય છે. હિંદુ મુસલમાનો શુદ બીજના ચંદ્રદર્શન કરવાને ઉત્સાહી થાય છે. કોઇને પૂર્ણિમાના ચંદ્રદર્શનની તાલાવેલી લાગે છે. કેટલાક મુમુક્ષુઓ પૂર્ણ ચંદ્રદર્શનનો ઉત્સવ માની દેવપૂજનમાં સમય વ્યતિત કરી પોતાના દ્રવ્યની અંજલી આપી કૃતાર્થ માને છે. જે જે મુમુક્ષુઓને ચંદ્રદર્શનની અભિલાષા રહે છે તે તે મુમુક્ષુઓની આંતરઇચ્છા વાદળામાં છુપા રહેલા ચંદ્રના દર્શન ન થયે ઘણી તીવ્ર બને છે, તેઓ વાદળાં કયારે વિખરાય અને આકાશ નિર્મલ બને તે માર્ગની પ્રતીક્ષા કરતાં ચંદ્રદર્શનની ઉપાસનામાં જીવન વ્યતિત કરે છે. શરદપૂર્ણિમાનો ચંદ્ર વરસમાં એક જ વાર આવે છે. બીજનો ચંદ્ર માસમાં એકજ ક્ષણપર્યંત પ્રકાશ આપી જ્યોતને પોતામાં પાછી ખેંચી લે છે.

મુમુક્ષુજનોએ આંતર જ્યોતના દર્શન સારૂ વિચારરૂપી આકાશને નિર્મલ રાખવાની જરૂર છે. વિચારસૃષ્ટિ જેટલી વધારવાની ઇચ્છા ધરાવશો તે પ્રમાણમાં તે વધશે અને તેને અંગે તે નિર્મલ અને વાદળાથી રહિત બનાવવાને અતુલ શ્રમ કરવાની જરૂર પડશે.

મનુષ્ય માત્રના કર્મો કુસુમાકારે બહાર દેખાય છે તે તેની આંતર મનસૃષ્ટિમાં પડેલા બીજરૂપી વિચારનું પરિણામ છે. આનંદ અને કલેશ તેનાં ફળ છે. મનુષ્ય માત્ર તેના વિચારરૂપી બીજોથી કર્મરૂપી ફળ લણે છે; આનંદ અને કલેશનો ઉપભોગી બને છે. આપણે પોતે આપણા આંતર વિચારની બાહ્ય પ્રતિમારૂપ છીએ. આધુનિક આનંદમય અથવા

ઉપાધિમય જીવન અંતરમાં રહેલી વિચારસૃષ્ટિની બાંધેલી ભૂમિકાનું દર્શન કરાવે છે. સુવિચાર સુખદ જીવનનો અનુભવ કરાવે છે. ક્લેશ, કંકાસ, લોભ, અસંતોષ, ગ્લાનિ, દુઃખ વિગેરે આનંદરહિત જીવન અધમ વિચારના પરિણામે બળદના ગાડાની માફક પીઠ પકડે છે. માણસો પોતાનું જીવન એકમેકનું ભલું કરવામાં અને સુખમય બનાવવામાં, સંતોષી અને ધર્માનુરાગી બની આનંદની જ્યોત પ્રકટાવવામાં વ્યતિત કરે તો તેના પરિણામે તેઓ અંધકારમાંથી પ્રકાશમાં આવી પરમ આનંદના ભાગી બની આંતર જ્યોતનો સાક્ષાત્કાર કરશે.

દૈવી જીવન, મનુષ્ય જીવન, સુખી જીવન, ક્લેશમય જીવન, પુણ્યશાળી જીવન, અને પાપી જીવન એ કોઈ દૈવી શક્તિના, આશિર્વાદ અગર શ્રાપને આભારી છે જ નહિ. માણસો ઘર બાંધે છે, મહેલ બાંધે છે, તળાવો બનાવે છે, વાડી બનાવે છે, ફળ ઝાડ ઉગાડે છે, વિવિધ પ્રકારના સ્વાદિષ્ટના ઉપયોગ ખાતર જુદા જુદા ફલ ઝાડો વાવે છે, તેના પરિણામે તેઓને ઇચ્છિત ફળની પ્રાપ્તિ થાય છે. વાવમાંથી તળાવો અગર સરોવર બનતાં નથી. બાવળમાંથી રાયણ ઉત્પન્ન થતી નથી. સ્વાદિષ્ટ ફળોની આશાથી વાવેલાં ફળ ઝાડોમાંથી અનિચ્છિત ફળો ઉત્પન્ન થતાં નથી.

વાઘ, વરૂ, સિંહ વિગેરે હિંસક પ્રાણી ઇશ્વરે બનાવ્યા છે. મનુષ્યને ઉપયોગી થઈ પડે તેવાં જનાવરો જેવાં કે ગાય, ભેંસ, ઘોડા, હાથી વિગેરે પણ ઇશ્વરની કૃતિના નમુના છે. ઇશ્વરના મહિમાના ગુણગાન કરવાને કેકારવ કરતા વિવિધ પ્રકારના રંગબેરંગી પક્ષીઓ પણ તે પેદા કરનાર સરજનહારની કૃતિ છે. કોઇપણ પ્રકારના પશુપક્ષી કે પ્રાણી માત્રનું અસલ સ્વરૂપ બદલી શકતા નથી, મનુષ્ય એ જ દેવની બનાવેલી એવી કૃતિ છે કે તે પોતાનું સ્વરૂપ તે જ અવસ્થામાંથી બદલીને દેવમય થઇ જાય છે. તેના વિચારના બળથી તે અલૌકિક સૃષ્ટિ બનાવી શકે છે, તેની અંદર દરેક પ્રકારના પ્રાણીઓની પ્રકૃતિઓનું અપરિસીમ સંગ્રહસ્થાન છે. તેની અંદર રહેલી શક્તિના આધારે તે મનુષ્યમાંથી દેવ પણ બની શકે છે, અને મનુષ્ય જેવી ઉત્તમ યોનિમાં કદિ તે હિંસક પ્રાણી કરતાં પણ વધુ ક્રૂર અને ઘાતકી થઇ શકે છે.

મનુષ્યમાંથી દેવ થવું અથવા વનચર હિંસક પશુઓનું જીવન વ્યતિત કરવું તેનું કારણ તેની વિચારસૃષ્ટિજ છે. શ્વાસોશ્વાસની નીસરણી ઉપર ચડ ઉતર કરી સત કે અસત વિચારરૂપી હવાના કિલ્લા બાંધી મનુષ્ય પોતાનું જીવન ઉન્નત અવસ્થાએ કે અધોગતિમાં લઈ જવાને સમર્થ છે. માણસ પોતાના વિચાર બળથી તેની ભાગ્ય રેખાની સાંકળ બનાવે છે અને તે જ બંધનદાયક કે મોક્ષપદ પ્રાપ્ત કરવાને અંતરાય કે સહાયરૂપ બને છે. સુવિચાર-રૂપી સાંકળની સહાયથી તે પોતાનું જીવન દીનપ્રતિદીન ઉજ્જવળ બનાવે છે, અને તેથી પરિણામે તે મનુષ્ય જીવનમાં દેવી જીવનનું સુધાપાન કરે છે. અધોગતિનાં વિચારના પરિબળે તે મનુષ્ય જીવનમાંથી પશુ જીવન પ્રાપ્ત કરીને દુઃખી જીવન વ્યતિત કરે છે. સુખ અને દુઃખના કિનારાની મર્યાદામાં મનુષ્ય પોતાનું જીવન વ્યતિત કરવાને બંધાયલો છે. માટે હે મનુષ્ય! સુવિચારરૂપી નાવમાં સ્વાર થઈ ભવસાગર તરીને દેવી જીવનના માર્ગ તરફ પ્રયાણ કર અને પરિણામે તું સુખી જીવન પ્રાપ્ત કરીને આંતર જ્યોતનો સાક્ષાત્કાર કરીશ.

ગુરૂ નાનક, કબીર, નરસિંહ મહેતા, મીરાંબાઇ, સમર્થ સાધુ રામદાસ, બાળજોગી યોગી જ્ઞાનેશ્વર, વિગેરે અનેક મહાન અવતારી પુરૂષોએ આ પૃથ્વી ઉપર જન્મ ધરી તેમના જ્વલંત

જીવનની એધાણી આપી ધાર્મિક જીવન વ્યતિત કરી, મનુષ્ય દેહમાં દૈવી જીવન અનુભવાય છે એમ પુરવાર કરી ગયા છે.

માણુસ પોતેજ તેના સારા અથવા નરસા કર્મનો કર્તા છે. જ્યારે તેનાથી ભુલ થાય છે ત્યારે તે પોતાની સત્તાનો દુરૂપયોગ કરી દુઃખના દાવાનલનો ભોગ થઇ પડે છે. પ્રત્યેક મનુષ્યની ફરજ છે કે તેણે કોઇપણ નિશ્ચયાત્મક વિચાર કરવો જોઇએ. સુવિચારને પરિણામે સારૂં કામ બને છે, ને તે જ ફળીભૂત થઇને તેના જીવનમાં નવું આલ્હાદમય તત્વ ઉત્પન્ન કરે છે અને તે તેને આંતર જ્યોતની તરફ ખેંચે છે.

દૈવી જ્ઞાનની સમૃદ્ધિ પ્રાપ્ત કરનારા મુમુક્ષુઓએ પોતાના સઘળા કામો પૂર્ણ કાળજીથી કરવાનાં છે. દરેક કામ કરતા પહેલાં તેની જરૂરિયાત, તેની પદ્ધતિ, તેના સંજોગો, તેના પરિણામ અને જે હેતુથી કામ કરવામાં આવે છે તે હેતુમાં સામાનું કલ્યાણ કેટલે અંશે રહેલું છે તેનું પ્રમાણ બાંધી કામ કરવાની પહેલ કરવી. આ જ માર્ગ પકડવાથી માણુસની વિચારશ્રેણીનું વહન સન્માર્ગે થશે અને તેની આંતર દિવ્ય જ્યોતિ વધારે દેદિપ્યમાન બનશે, તેનું જીવન પ્રેમમય બનશે, તેના વેણુ દુઃખી દિલને અમૃત સમાન નિવડશે. દુઃખમાં જીવન વ્યતિત કરનારાઓ જ્યારે શાન્તિને માટે વલખાં મારે છે ત્યારે તેઓની નજર સંત સાધુઓ, મહંતો, ગુરૂઓ, ધર્માચાર્યો તરફ આપોઆપ વળે છે.

સિંહોના ટોળાં હોતા નથી, દરેક ખાણો હીરાની હોતી નથી. સોનાના પ્હાડો હોતા નથી; તે જ પ્રમાણે સર્વ દુઃખ નિવારક સંતો પણ શોધ્યા મળતા નથી. સિંહોને શોધવાને વનોની સંપૂર્ણ યાત્રા કરવાની જરૂર છે. સોનું શોધવાને અનેક પ્રકારની માટી ધોઇ ધોઇને તેના રજકણો શોધીને લગડી બનાવવાને અતુલ પરિશ્રમ કરવાની જરૂર છે. હીરો શોધવાને અનેક વખત જમીનની તપાસ કરી તેના ઇજારાના પૈસા ભરી, કુલીઓની મજુરીનો ખર્ચ ઉઠાવી, તનનો આરામ, મનની શાન્તિ અને ધનનો ભોગ આપીને હીરા શોધાય છે. તે જ પ્રમાણે દુઃખ નિવારણુ કરનાર અને સુધામય જ્યોત પ્રગટાવનાર નરસિંહો શોધવાને અતુલ પરિશ્રમની જરૂર છે. મન અને વાણીની નિર્મળતા હોવી જોઇએ. તનની શુદ્ધિ આઠે પહોર રાખવી પડે છે. આ તૈયારીઓને અંતે ઇચ્છિત સાધુઓ આપોઆપ તમારી સમક્ષ આવી ઉભા રહે છે.

મદ ઝરતા ગંડસ્થલવાળા હાથીઓ તરફ ભ્રમરો ખેંચાય છે. ખીલેલી કુમુદિની તરફ ભ્રમરો ગુંજારવ કરવાને આકર્ષાય છે; પુષ્પોની પરાગ લેવાને ભ્રમરો ભમતા રહે છે; તે જ પ્રમાણે નિર્મલ હૃદયના સુપુરૂષોનો સમાગમ કરવાને સંત સાધુઓ તત્પર રહે છે. તેઓ પોતામાં રહેલી આત્મ જ્યોતને વધુ ચેતનવાળી બનાવીને મુમુક્ષુઓના હૃદયમાં રહેતી ચિરાગને ચેતન આપી દિવ્ય પ્રકાશ આપવાને ચૂકતા નથી. આ અમુલ્ય તકનો લાભ લેવા શુદ બીજના ચંદ્રનો પ્રકાશ પામવા મુમુક્ષુજનોએ પોતાની આંતરજ્યોત જ્વલંત રાખવી, અને મનને સુવિચારરૂપી વૃક્ષ ઉપર દોડાવી તેની શુદ્ધિ કરવાને અતુલ પરિશ્રમ કરવો. વિચાર-શુદ્ધિથી વર્તનશુદ્ધિ બને છે, વર્તનશુદ્ધિથી જીવનશુદ્ધિ થાય છે, જીવનશુદ્ધિથી પ્રભુમય જીવન બને છે અને પ્રભુમય જીવનથી અખંડિત આંતર જ્યોત પ્રગટી મનુષ્ય દૈવીજીવન પ્રાપ્ત કરે છે.

# અનુપમ શાન્તિ.

સુજ્ઞ બન્ધુઓ ! સૃષ્ટિની સર્વ દિશામાં દૃષ્ટિપાત કરતાં આપણને શું જણાય છે તેનો એક ક્ષણુપર્યંત પણ ખ્યાલ આવે છે ? પશુપક્ષી કે મનુષ્યોનું જીવન કઇ દિશામાં વહન કરે છે તેનો પણ ખ્યાલ આપણને આવે છે ? તરૂવરો, નદી, નાળાં, સરોવરો, સમુદ્રોની સ્થિતિ આપણને શું શીખવી રહી છે, તેનો વિચાર આપણને આવે છે ? હિમગીરીની તળેટીમાં રહેતા પશુ પક્ષી કે મનુષ્યો અસહ્ય લાગતી ઠંડીથી ગુફાંમાં પડી રહી અનુપમ શાન્તિ મેળવે છે તેનો એક ક્ષણુપર્યંત પણ આપણને વિચાર આવે છે ? ગ્રીષ્મ રૂતુના સખત તાપથી પીડિત થતાં પક્ષીઓ લીલાછમ જેવાં ઉંચા તરૂવરોના પત્રોમાં કે નાની કુમળી લતાકુંજોના નાજુક પત્તામાં પેસી શાંતિ મળવવા ઉડે છે તેનો વિચાર આપણને આવે છે ? મહાબળેશ્વર કે ચેરાપુંજી કે હિમાલય ઉપર પડતા વરસાદના ધોધમાંથી બચી તરૂવર કે ગુફાનો આશરો લઈ અનુપમ શાન્તિ મેળવવાની ઇચ્છા ધરાવતા પશુપક્ષી કે માનવોના મનની સ્થિતિનો સુજ્ઞ વાચકવૃન્દ ! આપણને ખ્યાલ આવે છે ? જેઠ, અસાડ, શ્રાવણ, ભાદરવા માસની વર્ષા રૂતુમાં ઉછળતાં દરિયાનાં તોફાની વાવાઝોડાંથી મસ્ત બનેલાં તરંગોમાંથી મુસાફરી કરનાર પશુપક્ષી કે માનવો અનુપમ શાન્તિ મેળવવા જે અપ્રતિમ ઉત્કંઠા ધરાવે છે તેનો વિચાર આપણને આવે છે ? નિરંકુશિત પવનના સપાટાથી ઉછળતા દરિયાનાં મોજાંની છોળોમાંથી પોતાનો બચાવ કરી સમુદ્ર મથકોના પહાડો અનુપમ શાન્તિ અનુભવી અનેક તરૂવરને પોતાની ગોદમાં રાખી, વિવિધ પ્રકારના પશુ પક્ષીઓનાં જાનનું રક્ષણ કરતી દરિયાઇ મુસાફરીથી પીડિત થયેલા, નૌકાભગ્નથી જાન ગુમાવતા મુસાફરોને આશ્રય આપી અનુપમ શાન્તિ આપનાર આ ટાપુસમાન ખડકોની આવશ્યકતા આ અવની ઉપર છે તેનો ખ્યાલ સુજ્ઞ બન્ધુઓ ! આપણને આવે છે ? પશુ પક્ષી કે મનુષ્યની જીવન અવસ્થાનો એક ક્ષણુપર્યંત આપણે વિચાર કરીશું તો સહજ જણાશે કે જીવ માત્ર શાન્તિ મેળવવાની ઇચ્છા ધરાવે છે અને તેજ શાન્તિના સાગરમાં તેને સુખ મળશે, તેથી તે તરફ તે કુદરતી રીતે આકર્ષાય છે. જીવ માત્ર શાન્તિનું પદ પ્રાપ્ત કરવાને ચહાય છે. અનુપમ શાન્તિના સુખ માટે મનુષ્ય માત્ર પોતાના પ્રયત્નો આદરી રહ્યા છે, તે સુખ કઇ દિશામાં છે, કઇ વસ્તુમાં છે, કેવા પ્રયત્નથી મળી શકે છે, કેવા સંજોગોમાં તેનો લાભ મળે છે, તેનો ખ્યાલ વટીક કરવાની તકલીફ લેવાતી નથી, છતાં આપણે શાન્તિને ચાહીયે છીએ, અને તે તરફ આપણે આપણું જીવન સ્વભાવતઃ દોરીએ છીએ.

અનેક ધનાઢ્ય વૈભવશાળી પુરૂષ શાન્તિ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે, છતાં શાન્તિ-પદથી હમેશા વંચિત રહે છે. મિત્રવાન-કુટુમ્બવાન, રાજા મહારાજા, રંકો-ગરીબો સર્વે સમાન રીતે શાન્તિ ઇચ્છે છે, પણ શાન્તિની મીઠી લહરીઓથી તેઓ દૂર હોય છે. જેમ જેમ તેઓ શાન્તિ મેળવવા પ્રયત્ન કરે છે, તેમ તેમ તેઓ ઉપાધિમય જીવન વ્યતિત કરે છે, અને અશાન્તિના ભોગી બની અનેક આધિ વ્યાધિ ઉપાધિમય જીવન વ્યતિત કરે છે. શાન્તિનું સર્વત્ર સામ્રાજ્ય સ્થાપનારા મુનિઓ, સંતો, મહન્તો, જ્ઞાનીઓ, ધર્મ પ્રવર્તકો, ધર્માવતારો એકજ નિર્ણય ઉપર આવ્યાં છે કે શાન્તિનું સ્થાન તમારી આંતરવૃત્તિમાં છે.

તમારા મનને શાન્ત રાખો અને અનુપમ શાન્તિના આનંદના ભોગી બનો. આપણે આપણા મન પર શાન્તિનું સામ્રાજ્ય સ્થાપવાનો પ્રયત્ન આદરવો જોઈએ, તો જ સુધાનું પાન કરવાને આપણે સમર્થ બનીશું. મનની શાન્તિ એ જ માણસ માત્રનું ભૂષણ છે, મન ઉપર અપૂર્વ કાબુ મેળવ્યા પછીજ શાન્તિસમ અમૃતફળના ભોગી આપણે બનીએ છીએ. સુધાનમ શાન્તિ એ માણસની ઉત્તમમાં ઉત્તમ અવસ્થા છે. જેઓ નિશદીન શાંતિમાં રહી પોતાનું જીવન વ્યતિત કરે છે તેઓજ અપૂર્વ સિદ્ધિની પ્રાપ્તિ કરી અનેક દુઃખી દરિદ્રિ વ્યાધિગ્રસ્ત જીવોને તેમની મુશ્કેલીમાંથી દુર કરી અનુપમ શાન્તિનો આનંદ આપે છે. તેઓને મન વાણી અને કામની સિદ્ધિ હોય છે, તેઓ અખંડ આનંદ જ્યોતિના તેજમાં તલ્લિન બની અનુપમ શાન્તિમાં પોતાનું જીવન વિમળ કરે છે. શાન્તિના ઉપાસક જ્ઞાની પુરૂષો એક ક્ષણુપર્યંત પણ મન ઉપરનો કાબુ ખસેડતા નથી. તેઓ પોતાનો જીવન પ્રવાહ નિર્મળ ઝરણો માફક અપૂર્વ શાન્તિના માર્ગ ઉપર દોરે છે. જેઓએ શાન્તિનું સામ્રાજ્ય પોતાના મન ઉપર સ્થાપ્યું છે તેઓ જ આ અવની ઉપર આદરને પાત્ર છે, તેઓજ માનવ યોનિના નેતા બને છે, તેઓ જ જનસમાજ વૃત્તિને નિમિષ માત્રમાં સમજી તેમના ઉદ્ધારના પ્રયત્ન આદરી શાન્તિનું સામ્રાજ્ય સૃષ્ટિ ઉપર સ્થાપવાને પ્રેરાય છે. તેઓની પાછળ મનોબળની સિદ્ધિઓ શાન્તિના યોગથી આપોઆપ આવે છે. મન અને બુદ્ધિ ઉપર વિજય પ્રાપ્ત કરી શાન્તિમય સુધાનું પાન કરનાર નરસિંહો વીરલાજ નજરે પડે છે. તેઓનું જીવન, દુનિયાના ત્રિવિધ તાપથી પીડિત થતા જનસમાજને શાન્તિવૃક્ષની ડાળ સમાન છે. તેઓજ સંસારના સુખ દુઃખને સમાન ગણી અનુપમ શાન્તિના પદ ઉપર બિરાજમાન હોય છે. ટાઢ તડકો ગરમી વર્ષાદ સર્વ તેમને સમાન હોય છે. સંસાર સાગરના ઉછળતા ત્રિવિધ તરંગોથી તેઓનું જીવન નિરાળું હોય છે, તેઓનું જીવન મનુષ્ય યોનિમાં અનેક ફીકરો, અનેક ઉપાધિઓ, અનેક આધિ વ્યાધિઓથી દુર હોઈ દરિયાના ખડક માફક નિર્લેપ બની સ્થિર રહી પોતાના સંસર્ગમાં આવતા અનેક દુઃખી મનુષ્યોને સંસાર માત્રના દુઃખથી મુક્ત કરી પોતાની ગોદમાં રાખી અનુપમ શાન્તિના અમૃતનું પાન કરાવે છે. જેઓ આ અવની ઉપર સત્ય વત્સલ રહી લોભ, લાલચ, માન, અપમાન, ગરીબી, અમીરી સમાન ગણી પોતાની સ્થિતિ ઉપર અપૂર્વ કાબુ ધરાવી આનંદમય જીવન વ્યતિત કરે છે તેઓજ શાન્તિનું સામ્રાજ્ય સ્થાપવાને લાયક બને છે, તેઓજ આ અવની ઉપર રહી અનેક માણસોના ઉદ્ધારક બને છે, તેઓજ દુનિયાની શાન્તિ સાચવી સૃષ્ટિ ઉપર શાન્તિનું સામ્રાજ્ય પોતાના ધ્યાન માત્રથી પ્રસરાવે છે.

આપણા જીવન પ્રસંગમાં આવતા કેટલાક વ્યવહારી જનો ક્ષુદ્ર હૃદયના તીવ્ર વૃત્તિવાળા, કટુ વચન બોલનારા, આંતર પાપી દુર્બળ હૃદયના, મનના મેલા હોય છે, અને અનેક તરેહના પાપાચાર વૃત્તિવાળા હોય છે. તેઓ પોતાના જીવનની આસપાસ કંકાસ, કલેશ, ઉપાધિ, અસંતોષ, વિરોધ, ઝઘડા, ઈર્ષા વિગેરે અને પાપી વૃત્તિઓનું વાતાવરણ પ્રસરાવે છે અને અનેક સાધુ જનોને પાડવામાં તેઓ માન સમજી પોતાની જીવનની સાર્થકતા માને છે. વાસ્તવિક રીતે તેઓજ અંતરમાં, રોગી, વ્યાધિગ્રસ્ત, અશાંત, દુર્જનસંગી પાપી જીવન વ્યતિત કરી પોતાના વર્તનના ફળના ભોગી બને છે.

સુજ્ઞ પુરૂષોનો જીવન પ્રવાહ મધુર, આનંદી, ઉત્સાહી પ્રવૃત્તિમાં નિવૃત્તિ માનનારા, માન અપમાનને સમાન ગણનાર, દુઃખી દરિદ્રીના સાથી બનનારા, ઉમદા હૃદયના વિશુદ્ધ

ચારિત્રશાળી ઈશ્વર પ્રેમી સંત સમાગમને ચાહનારા હોય છે. તેઓની જીવનદોરી અંતે અપૂર્વ શાન્તિની ભોગી બને છે. જેઓ મન ઉપર કાબુ રાખી શકે છે, સુધામય શાન્તિનું અન્યને પાન કરાવી અનેકવિધ માણસોના મન અને હૃદયને શાન્તિ આપે છે, તેઓજ સર્વદા વંદનીય છે. સ્વાભાવિક રીતે માનસિક વૃત્તિઓ—અશાંત ધાંધલીઆળી, સંકુચિત, દષ્ટિમર્યાદામય મલીન અને શંકાશીલ સ્વાર્થી અને અનેક પ્રકારના કુતરંગોથી ભરપુર હોય છે; તેને શુદ્ધ કરવાની જરૂર છે. કુતરંગોને આવતા અટકાવવા જોઇએ છીએ. સારા નરસાના પરિણામનો તોલ કરી વિચાર દ્રઢાવવાની જરૂર છે. વિચાર શુદ્ધ થયે મન શુદ્ધ થાય છે. મનશુદ્ધિથી બુદ્ધિ નિર્મળ બને છે. મન અને બુદ્ધિની શુદ્ધિથી તનની આરોગ્યતા આપોઆપ અહોર્નિશ દાસવૃત્તિથી પગની પાની પાછળ ફરે છે, અને સ્વતઃ આપણે આપણા તન મન અને બુદ્ધિ ઉપર કાબુ મેળવી શાન્તિનું સામ્રાજ્ય આપણા મન ઉપર સ્થાપવાને લાયક બનીયે છીએ.

અહો જ્ઞાનરૂપી અમૃતના તુષાતુર મુમુક્ષુજનો! અહો સુધામય જીવનના આકાંક્ષી મુમુક્ષુજનો! અનુપમ શાન્તિના ઉપાસકો! સંત સમાગમના પ્રેમી મુમુક્ષુજનો! અને આત્માનું કલ્યાણ સાધી સૃષ્ટિ ઉપર અનુપમ શાન્તિનું સામ્રાજ્ય સ્થાપનારા સૈનિકો! આપણી યોગ્યતા—આપણા અંકીત કરેલા દષ્ટિબિન્દુથી ગમે તેવી અનાધિકારી અવસ્થામાં હોય—તોપણ આપણું જીવન ગમે તેવી સ્થિતિમાં આપણે દોરતા હોઇએ, તોપણ આપણે એટલું જાણવું જરૂરનું છે કે આ દુનિયામાં અંધકાર પછી પ્રકાશ, રાત્રી પછી દિવસ, ઓટ પછી ભરતી, અજ્ઞાન પછી જ્ઞાન, ચક્રસમાન મનુષ્ય માત્રની પીઠ પાછળ ફરે છે. તે જ પ્રમાણે આપણે આપણા જીવનની અનેક અશાંતિમય ક્ષણો પસાર કર્યા પછી એક ક્ષણપર્યંત પણ આ ભવસાગરમાં આપણે શાન્તિના તટ ઉપર આવીશું, એમ દઢ રીતે સમજવું જોઇએ. તે જ ક્ષણથી, તે જ મુહૂર્તથી આપણે આપણો વાસ તે શાન્તિના તટ ઉપર જમાવવા પ્રયત્ન આદરવો. વિચારના સુકાન ઉપર હાથ રાખી મન અને તનને આગળ વધવા દેવાં. અંતે અનુપમ શાન્તિથી એ ધ્યાન અવસ્થામાં આપણને જણાશે કે શાન્તિનું સામ્રાજ્ય આપણાથી દૂર નથી. આત્માનો પ્રકાશ આપણો અંતર આત્મા છે. તે મંદ પ્રકાશને ધ્યાનરૂપી ઘીની અંજલીથી સતેજ કરી આંતર જ્યોતનો સાક્ષાત્કાર કરો, શાન્તિનું સામ્રાજ્ય સ્થાપો અને અંતમાં ૐ શાંતિના સ્વરૂપમાં મગ્ન બની પરમ ધ્યેયને પ્રાપ્ત કરો.

શાન્તિ! શાન્તિ! શાન્તિ!

# ભાગ ૨ જો.

## નૂરી પદ.

### રાગ—પદ.

અબતો નહીં કછુ કામકે;
ભરોસે અપને નુરી નામકે:—
કાજી પંડીત પઢ પઢ ભુલે;
ન રહે સલામ કે ન રામરામકે:—
દરશ ભીખારી કછુ નહીં માગે;
હમ પીયાસે એક જામકે:—
બર બર જાવું બીંદ્રાવન વાસી;
મૈં વારી લક્ષમન શામકે:—
કહત નુરી સુન ભાઈ સાધુ;
ઔરત બચ્ચે કોડી કામકે:—

### રાગ—પદ ભેરવી.

સમજ સમજ સાધુ યે જગ ફુલવારી;
ફુલ ફુલ જીસમ હય ન્યારી ન્યારી:—
માલી જીસકા હય ડાલી ડાલી;
બીજ ડાલા હય ક્યારી ક્યારી:—
જીસકી ખોજ ઘર ભીતર લાગે;
રંગેલી અલબેલી તું ફિરત મારી મારી:—
તન મન અપના ગુરૂકા સમજો;
નયનનસે જલ રહે જારી જારી:—
શીશ નમા કર પદયાં પકડલે;
તબ મારે પ્રેમ રસ પીચકારી પીચકારી:—
શુધ બુધ લે લીની નયના મીલાયકે;
ફિર મારી પરમારથ પીચકારી પીચકારી:—
ચતુર અલબેલી સજલે શીંગાર;
પાંચ તત્વકી પહેની સારી સારી:—
લાખ બાર સમજાયો એક ન માની;
અબ તો તું જારી જારી:—
નુરી પીયા કા ભેદ ન જાની;
ઓ આકારી અબતો બન નીરાકારી.

## રાગ-પદ.

અલખ નીરંજનકી બાજે બંસરીયા;
અંધા મુરખ તું જાનત નાંહી:-
તિહારે ઘટમેહી અલખ;
નીરંજનકી મુરલી બાજત હય:-
તીન લોકમે હય વો તુજમે,
તું ઉસમે ઢુંઢ ફીરે જગ સારા:-
ઘટ ઘટમે હય તિહારે સાંઇકી પરછાયા;
જાન બુજ કર મૂરખ ક્યું કછુ કરત નાંહી:-
સુનલે નાદાન એક બાત મેરી;
જાગરે મૂરખ અબ સોવત કાહે:-
કહત નુરી સુન ભાઈ સાધુ;
અબ ચિડિયા ચુગ ગઈ તું પછતાવત કાહે:-

---

## રાગ-પદ.

હરમે હરકો પાયો રે ભાઈ;
બહુ રંગ બનકર આયો રે ભાઈ:-
આપહી રાજા આપહી પરજા;
આપમેં આપ સમાયો રે ભાઈ:-
જીસને પાયા ઉસને છુપાયા;
ઘટ ઘટમે વો આયો રે ભાઈ:-
મક્કેમે જાકર રૂપ દિખાયા;
મદીનેમે જલ્વા દિખાયો રે ભાઈ:-
લંકામે આકર આગ લગાઈ;
કાશીમે આકર તીરથ દીયો રે ભાઈ:-
તીરથ કરકે પાર ઉતરજા;
યે રંગ મુજકો દિખાયો રે ભાઈ:-
જગમેં આકર કુછ ન કીયો તુ;
નુરીને અયસા જતાયો રે ભાઈ:-

---

## રાગ-પદ.

ફકીરા બરા ભરા રહે ના તું;
ક્યા મરના ક્યા જીના:-
માટીકા બીછોના પથ્થરકા સીરાના;
એક દીન માટીમેં જાના જાના:-

લાખો હજારો કિતાબ દેખી;
પંડીત હોકર કછુ ન જાના જાના:-
સાધુ હોકર સાધન ન કીયારે;
જોગીયા ખાલી જટા બઢાના બઢાના:-
ષટ રાગકા ભોજન કરલે;
અપને ખુદકો મીઠાના મીઠાના:-
કહત નુરી સુનો ભાઈ સાધુ;
રામ રસ પીના ઓર પીલાના:-

---

## રાગ-પદ.

મેરી મયલી ચુંદરીયા કો રંગ દે નુરી;
મેરી મયલી ગુદડીયાકો ધો દે નુરી:-
ગુદડીયા હમારી ફાટી તુટી;
ઇસકો કિરપા કરકે અબ સીદે નુરી:-
કબસે મય ઠારી દ્વાર તેરે;
ભીખારીકી ઝોલી ભરદે નુરી:-
બેઢંગી હું મુજમેં ઢંગ નહી હય
કિરૃપા દ્રષ્ટિ કરકે ઢંગ દે નુરી:-
ભટકત ભટકત હુયા બૈરાની;
પ્રેમરસ પીલાકર નુરી દાસકો રંગદે નુરી:-

---

## રાગ-પદ.

હરીસે પ્રીત લગારે મના;
જનમ જનમકી પ્રભુ મય તો ભીખારી:-
ચુંદરીયા મોરીકા રંગ ફીકા ફીકા;
રંગ દે રંગારી અબ તો રંગ દે રંગારી:-
વ્યાકુલ રાખો મોહે ગુરૂમહારાજ;
યા આનંદ રાખો મય હું મનસે ચેરી તુમારીરે:-
ઇસ જગમેં આકર કછુ ન કીયા મય;
આખિરકો હાથ પાઇ પાપકી ગઠરીયા ભારી:-
તન મન અપના ગુરૂકા સમજલે;
સત્ય બચન કરલે યે હુકુમ હય સરકારી:-
બહોત સોયા અબ તો જાગરે મૂરખ;
કહેત હય નુરી નીરાકારીઃ-

---

રાગ-પદ.

ગ્નાનીસે ગ્નાન શીખ ગ્નાન કર સુન ગુનકા;
સદ ગુરૂસે સેવા શીખ ધ્યાન કરતી ગુનકાઃ-
કિસ કા રામ ઔર કિસકા હરી,
મત કર પ્રીત યે બાત ખરી;
અપની પૂજા તું આપહી કરલે,
ગ્નાન કર આપના લાલ રતનકાઃ-
રામ હરીકા સમજના બીકટ હય,
સાધુ લાખ કરે ચતુરાઇ;
બિન સદગુરૂ કછુ ન પાવે,
મત કર અભીમાન તન મન કાઃ-
દશ ઇંદ્રિકા ભેદ સમજલે,
દશ બયેટક તું કરલે;
કાહે ફિરે તું અંધેરે મૂરખ,
જેયસે કુત્તા બન બનકાઃ-
બીગ્થા સાંસ તેરી ખાલી ન જાવેરે,
કોઇ આવે કોઇ ન જાવે;
તુરી નીરાકારીસે ઇસ ભેદકો સમજલે,
કાંહે કરે તું જતન અપને ધનકાઃ-

---

રાગ-પદ

ભાવ બિના મયેને કછુ ન જાનોઃ
ભાવહી રામ ભાવહી સદગુરૂ;
મનસે ઇસિ બાતકો માનોઃ-
ભાવહી આકાશ ભાવહી પૃથ્વી;
મનમેં અપને અરે મના ભાવ સંભાલુંઃ
બિન ભાવકા ચેલા મૂરખ;
ઐસી કહાની તુમકો સુનાવુંઃ-
રૂઠે હરકો કોન મનાવે;
સદગુરૂ બન કર મયે તો બનાવુંઃ-
પ્રેમ રસકા ભાવ રામ રસ હય;
યેસા રસ તુમકો પીલાવુંઃ-
ભાવકી કાયા ઔર ભાવકી માયા;
માયા બનકર સબકો મીટાવુંઃ-
તનકી ધુની મનકા ગુલાલ;
મસ્ત બનકર મયે તો ઉડાવુંઃ-

ભાવકી માતા ભાવકા પીતા;
સેવા કરકે કયલાસ મે જાવું:-
કહત નુરીદાસ સુન ભાઈ સાધુ;
ઇસ ભાવકા અનમોલ ભાવ બતાવું:-

---

રાગ—પદ.

છાપ તીલક સદગુરૂ તુને સબ છીની;
મોંસે નયન મીલાયકે અરે મોરે રંગે રજવાઃ-
મયતોરે વાસ જાવુંરે;
અપની ચુંદરીયા રંગદીનીઃ-
પ્રેમ ભઠ્ઠીકા મોહ મદવા પીલાકર;
અપનીસી મતવાલી મોહે કીનીઃ-
અજપા જાપ જપો રે ભાઈ;
તબ છુટે દરપનકી કાઈઃ-
કહત નુરી સુન ભાઈ સાધુ;
અજપા જાપ સદગુરૂને દીની.

---

રાગ—પદ.

સુધ બુધ કયોં બીસરાઈ;
મોરી રામા સગરી રૈન ગમાઈઃ-
જાઇ જુઇ કે ઝાડ લગે હય;
ગુલાબ ચમેલી મોરી માંઇઃ-
દોનો જગમેં રામા રાજ તિહારો;
વાહ રે યે તેરી ચતુરાઈઃ-
રામ લક્ષ્મન જગકે માલીક;
પારવતી ઓર સીતા હમરી માંઈ:-
તડપ તડપ મોરી સેન કહેના;
નીહમ તેરે સદગુરૂ નીંદ ન આઇઃ-
ઇસ જગકા માલી રામ હમારા;
જીસ બાગમે લગે હય જાઈ જુઈઃ-

## નૂરી પદ.

માન લે મૂરખ કહ્યુ તો માન લે;
સદગુરૂકી સેવા કરલે મોરે ભાઈ:—
કહત નુરી સુન ભાઈ સાધુ;
સદગુરૂ કરે પરબતકા રાઈ:—

---

## રાગ—પદ.

સદગુરૂ પ્યારે તું મનસે મોહે મત ભૂલ;
તિહારે દરશનકી ઇચ્છા હો કબૂલ:—
સંતનકી સેવા જ્યેસે કમલકા ફુલ;
ઈન મહેલન પર કાહેકો કરત મગરૂરી:—
અરે નાદાન આખીર યે સબ ધૂલકા ધૂલ;
રામ નામ કો સુમરન કર લે—
એક ઘડી તું ઉસકો મત ભૂલ;
પાત પાતમેં ડાર ડારમેં:—
અરે નાદાન ચમકે નૂર નબી રસુલ;
પ્રાર્થના કર લે નમાઝ પઢ લે:—
તુજપર સદગુરૂકી રહેમતહો મંજુર;
અબ પછતાવન કાહે મૂરખ:—
કયો બયેઠા હય તું મલુન,
મૂરખ નૂરી કહ્યુ ના જાના કીયા તુને;
અબ સેવા તેરી કયસી હો કબુલ:—



# Ya-Noory.

## આ લેખકની સાહિત્ય સેવા.

1 Glimpses of Life in the Land of Pagodas.

૨ શિક્ષિત આર્ય સંતાનોનું આરોગ્ય.

૩ અમેરિકામાં કેળવણીનો પ્રચાર.

૪ શ્રી નારી વચન.

